# પ્રસ્તાવના.

માહારા દેશીભાઈઓ હું પ્રથમ મુંબઈમાં પોસ્ટમા-
સ્તર હતો, પણ માહારા ઉપરી મી૦ રતનજી જમશેદજીની
અદાવતથી મને રાજીનામું આપવાની ફરજ પાડી એટલે
માહારા નવરાશની વખતમાં આપના હિંદુ દેશીભાઈઓની
સ્થિતિ વિષે તપાસ કરતાં માલમ પડ્યું કે. આપણી સ્ત્રીઓ
ને વિદ્યાહીન રખાવાથી કેટલું નુકશાન કારકછે, જુઓ તેમને
વાંચન જ્ઞાન ન હોવાથી કેટલીક અનીતિયોને અનુસરી
મોહોટા સંકટોમાં આવી પડી પરમેશ્વરના ગુન્હેગાર બને
છે માટે હે દેશી ભાઈયો તમો સ્ત્રીઓને તુચ્છ ગણી જ-
ણતા નથી તેથી તે બાપડિન પ્રાણી ફુરસદના વખતનો
અવકાશ મળે સર્વ જાતની સ્ત્રીઓમાંજ કાળનિર્ગમન
કરે છે, ત્યારે પોતાની બુદ્ધિ વધે એવું તેઓની પાસે
કાંઈપણ સાધન નહી હોવાથી તેઓ પોતાના સુખ દુઃ-
ખની નઠારી વાતો કરેછે, પછી પોતાની સખીઓથી તેઓ
વિશેષ થઈ ગર્વ કરી અને વિષય ભોગને વશ થઈ પો-
તાના ઘરબારને બીજાથી મસાકાળ ફસાય રહેછે. જગતમાં

માત્રને સુખ દુઃખનો ભાસ વખતે વખતે ખ્યા-
લ કરે છે. તેમ સ્ત્રીઓને કોઈ દુઃખ આવી પડ્યું
તો પોતાની સખીઓમાં નિરંતર કષ્ટ કરતા દિવસ ગાળે
છે, અને અતિશય દુઃખના ભારથી અજ્ઞાની અને મુ-
ર્ખ સ્ત્રીઓ વિષય ભોગની ઇચ્છા રાખી લંપટ થઈ પો-
તાના સર્વ દુઃખનું સમાધાન કરે છે.

અરે માહારા પ્રિય ભાઈયો આ સર્વ વિદ્યાહિનતાના
ફળ છે, જો સ્ત્રીઓને વિદ્યા રૂપી ધન. બક્ષ હોત તો પોતા
ના ફુરસદના વખતમાં સારાં સારા પુસ્તકો વાંચી પોતાના
આત્માનું કલ્યાણ કરત. તેમજ તેઓને માથે ગમે એવું
દુઃખ આવી પડ્યું હોત તો પણ પોતાના મનને સ્થિર
રાખી પડેલા દુઃખને નિવારણ કરત.

અરે દેશી મિત્રો તમો એમ સમજતા હશો કે
સ્ત્રીઓને વિદ્યા ભણાવવાથી અનીતિ થાય છે અને વ્ય-
ભિચાર વધે છે એવી રીતના તમારા અંતઃકરણમાં વે-
હેમ હોય તો તે સર્વ વેહેમ ખોટા છે. વિદ્યા ભણાવવા-
થી કેવા ફાયદા થાય છે તે આ ચંદાકુમારીની વાત વા-
ચેથી તમારી ખાત્રી થશે કે સ્ત્રીઓને વિદ્યા ભણાવવા-
થી કેવો ફાયદો છે. ચંદાકુમારીને માથે કેવી રીતના સં-
કટો અને તેનું શિયળ ભંગ કરવાને કેટલાક માણસે જુલમ

તેના ઉપર કરેલા તે પોતાની વિદ્યારૂપી બુદ્ધિથી મુકન પણ ધારેલા પુરૂષ સાથે લગ્ન કર્યું. એ સર્વ વિદ્યાનો પ્રતાપ. માટે હે દેશીબાઇઓ તમો તમારૂં મીથ્યાઅભિમાન તથા કુળા અભિમાન કાહાડી નાખી તમારી બાળકિયોને વિદ્યારૂપી અમૃત પાઇ યોગ્ય પુરૂષ સંગાથે લગ્ન કરી સુખી કરો.

માહારી ચારા સાહેબો આ પુસ્તક લખવાનો માહારો પ્રથમજ યત્ન છે. એટલે તેમાં ઘણીજ ખામીઓ આવી હશે. મનુષ્ય માત્ર ભુલનેતો સ્વાધીન છેજ પણ આ પ્રથમનો યત્ન તેથી વધારે ખામીઓ આવી ગઇ હશે માટે સુજ્ઞ વાંચનારાઓએ માફ કરવું.

આ પુસ્તક તૈયાર થયા પછી તપાસતાં માહારી નજરમાં જેટલી ખામીઓ આવી તેનું શુદ્ધી પત્રક બનાવી આ બરાબર મુકેલું છે.

હ્રસ્વ, દિર્ઘ, પ્રશ્નચીન્હ, આશ્ચર્યચીન્હ, પુર્ણ ટાપ, વિસરગ: અને અનુસ્વાર જ્યાં જ્યાં એ ત્યાં આવ્યા ના હોય તો સુજ્ઞ વાચનારાએ દીલગુજાર કરવું.

અમદાવાદ જેઠસુદ ૧૨ લેખક.

દે૦ ૬૦.

# સાંકળીયું.

| | |
|---|---|
| ચંદ્રસિંહ. | ચંદનગરનો રાજા. |
| ચંદુલાલ. | ચંદનગરનો મુખ્ય કારભારી |
| ચંદ્રાવળી. | ચંદુલાલની પ્રિયા. |
| ચંદાકુમારી | ચંદુલાલની પુત્રી. |
| તારાગવરી | ચંદાકુમારીની સખી. |
| ક્રૂરખશા. | ચંદ્રાવળીનો ભાઈ ચંદાનો મામો. |
| કપુતશા. | ચંદનગરનો વેહેપારી. |
| ગંડુ. | કપુતશાનો પુત્ર. |
| પ્રાણલાલ. | પ્રાણનગરના નગરશેઠનો પુત્ર |
| ચુનીલાલ. | પ્રાણલાલનો મિત્ર તારાનો પ્રિય. |
| પ્રેમાનંદ | પ્રાણલાલનો પિતા. |
| પુરણા. | પ્રાણલાલની મા. |
| આકરાશા. | પ્રાણલાલનો મામો. |
| લાલચુરામ. | પ્રાણનગરનો જોશી. |
| નઓદશા. | પ્રાણનગરનો વેહેપારી. |
| ગડબડશા. | પ્રાણનગરનો વેહેપારી. |
| અંબાલાલ. | પ્રાણનગરનો વણી |
| નવલ. | અંબાલાલની સ્ત્રી. |
| સુરજ. | નવલની બનપણી. |

# ચંદ્રકુમારીની વારતા

મંગળા ચરણ.

દોહરો.

જયજયજય ત્રિભુવન પતી, અગણીત મતી અપાર;
પ્રણમું પાય પડી પ્રથમ, જગદિસ જુગદાધાર. ૧

ગિતી.

જયજય ત્રિભુવન કરતા,
હરતા દુખને ધરતા છો ધરણી;
કરતા સહું અરિના,
જાણતા જગ નભ ઉડગન સસિ તરણી. ૧

અંધારંભે પરણ્યું,
સાહ કરો સુખદાયક સ્નેહ ધરી;
ચંદ્રકુમારિ ચારૂ,
ચરચું ચરણ ચહીને સુભગ હરી. ૨

સાહ્ય સદા થા મુજને,
પ્રાણી સહુના કષ્ટ સકળ કાપો;
સુખ પરજન્ય વરસાવો,
અવની આખીને અતિ સુખ આપો. ૩

## પ્રકરણ ૧લું.

—⁂—

### ચંદનગરનું વર્ણન.

ચંદ્રભાગા નદીના કીનારા ઉપર ચંદનગરમાં ચંદ્રસેનરાજા રાજ્ય કરતો હતો, તેને એક પુત્ર નામે અભણસીંહ કરીને હતો, ને તેની ઉમર વર્ષ સોળની હતી. ચંદ્રસેને પોતાની બુધ્ધિબળ અને ગંભીરતાથી પોતાના રાજ્ય કારભારને ઊતંમ દશામાં આણીને વધારયું હતું, ડાહ્યા અને વિદ્વાન પુરૂષોને કારભારીયોની જગાઓ આપી યોગ્ય અને નીતિબંધ રાજ્ય ચલાવતા હતા તેથી સર્વ નગરવાશી મનુષ્યો સુખી થઈને રાજાના કલ્યાણ થવા સારૂ સર્વ જણા પમેશ્વરની સ્તુતી કરતા હતા. આશપાશના અભણ અને અગ્નાની મનુષ્યને વિદ્યારૂપી અમૃત પાઈ શાંત પમાડવા વિદ્યાશાળાઓ કાહાડી નીતિવાન કરતા હતા. તેમજ નગરવાશી મનુષ્યને તથા પોતાના નગરની આબાદીને વાસ્તે નગર ફરતો મજબુત કીલ્લો બાંધી દીધો હતો ને તેની ગોઠવણ એવી હતી કે કીલ્લાના એકેક ખુણા ઉપર ગોળાકાર બુરજો પોતાના પમાસ્તરરૂપી અગ્નીસાથી અકસ્માત માંથી રક્ષા હતા.

બુરજોની અંદર બાજુએ નગરની રખેવાળી સારૂ સવાર ઘોડેસ્વારના થાણા મુક્યા દીધા હતા, કીલ્લાની ભીંતો આગળ પાછળ કોતર કામની આડા અવળી પટીયોથી હેઠ સુધી શણગારી મુકી હતી, અને ઉપરની બાજુએ અર્ધ ગોળાકાર કાંગરા સુસોભીત મુકેલા હતા. દરવાજામાં કોતર કામ એટલું બધું હતું કે તેનો ગીનાર માત્ર કોટોપાફીના હુન્નરણીજ લઈ શકાય, તે શીવાય નગરની અંદર મજબુત સડકો બાંધી દઈ બંને બાજુ ઉપર ફાનસોની રોસનાઈ થઈ રેહેતી હતી, તેમજ ગુચ્છાદાર સુસોભીત ઝાડની લાહાર લાગી રહી હતી, અને ગ્રહસ્થ લોકોની હવેલીયો કટારબંધ આસમાન સાથે વાતો કરી રહી હતી, ને ઠેકાણે ઠેકાણે બંબા તથા ફુવારા છુટી રહ્યા હતા, ઈંગ્રેજી ગુજરાતી મરાઠી અને ફારશી નિશાળો ઘણી હતી તેમજ કન્યાશાળાઓ પણ ઘણી હતીઆ અને તેમાં બુધવારીયું, ભીંસ્પતવારીયું, વીગેરે આઠ વારના જુદા જુદા બજારો હતા તેમાં સોના રૂપાના સીક્કા પાડવાની સોભાયમાન તંકસાળો આવી રહી હતી, જાતે જાત અને નાતે નાત એક જથે રેહેતી હતી, તેમજ કાપડ, રેશમ કપીડાત મણી હીરા મોતી સોનું રૂપુ અને કસ્તુરી ઈત્યાદિક જુદી જુદી વેહેપારની વસ્તુઓ વેચવાના બજાર

હતા, એક નાણાંવટી બજાર સહુઆેાળ કંદોઇઆેાળ સોની બજાર એક જગે આવી રહ્યા હતા. અત્તર શરીરે લેપન કરવાની સુગંધીદાર વસ્તુઓનો બજાર જુદો હતો, તેમજ ડાકતર તથા ગુજરાતી વેદ એક જગે હતા. એક રેશમી સુતરૂ કારીગરોનો હતો, અને ગુણકાનો બજાર સર્વ બજાર કરતા હલાયદો હતો તેથી વખતે વખતે પોતાના રંગમેહેલમાં દીવાની રોસનાઈ થઈ રૂડી તરેહવાર રાગ રાગણી તથા નરઘા, સારંગી અને સતાર વગાડી સોર કરી મુકતા હતા. આ શીવાય નાહાના નાહાના બજાર ઘણા હતા. નગર બાહાર ગ્રહસ્થ લોકોના બાગની લાહાર એક જગે કટારબંધ શોભી રહી હતી. તેમજ વેહેપારી લોકોનાં કારખાના ઘણાજ હતા, આ સર્વ રચના જોઈ નગરવાશી લોકો ઘણા મગંનમાં રેહેતા હતા ને પોતાના પુત્ર પુત્રીને મોહોટી હોંશથી નિશાળમાં મોકલી શકિત પ્રમાણે અભ્યાસ કરાવતા હતા કેટલેએક દીવશે ચંદ્રસેનરાજા વૃધ્ધા થયાથી પોતાના કુંવરને રાજ્યઅભીશક કરાવવાની ગોઠવણમાં હતો, પણ અભાણસિંહ સ્વભાવ ઘણોજ કૃર અને દુરગુણી હતો. રાજાએ રાજ્યનીતિ ઈત્યાદિક વિદ્યા શીખવવા ઘણીજ મેહેનત કરેલી પણ સર્વ મેહેનત નિષ્ફળ જતી હતી અને દીવશે

દીવશે દુરગુણી, બ્યસની અને બ્યભિચારી થયો.

પોતાનો પુત્ર એવો કુગડણ નીકળ્યો તેથી રાજાના મનમાં સેઠા અને અત્યંત ચીંતા ઉપજાવા માંડી અને આગળ જતાં રાજ્યની કેવી અવસ્થા થશે એનો પણ તેના મનમાં પક્કો વિચાર આવવા લાગ્યો પણ એ મુર્ખ પુત્રને વિદ્વાન કરવાને રાજાની કાંઈપણ યુક્તિ ચાલી નહીં પછી જે થનાર હશે તે થશે એવો મનમાં વિચાર કરતા અંતે એજ ફીકર અને ચિંતામાં મરવા પડ્યો: મરતી વેળા પોતાના અભાગ કુંવરને પાસે બોલાવીને કહ્યું કે પુત્ર; તું દુરાચરણ છોડીને. મેં. જે સુજ્ઞ અને વિવેકી કારભારી સ્થાપેલા છે તેમના અનુમત પ્રમાણે ચાલજે વીગેરે અનેક પ્રકારના સદુપદેશ કરયા. થોડા દીવશે પછે રાજાનું મૃત્યુ થયું.

રાજાના મરણ પછી અભાગશિહ ગાદીએ બેસી નીતિ રાજ્યમાં અનીતિએ પ્રવેશ કરયો એટલે વિવેકી કારભારીને વીદાય કરી તેના જેવા કુતઘનીને કારભાર આપ્યો આ વાત સાંભળી નગરવાશી તથા પાસેના ગામોની રૈયતને મોહોટી ચીંતા ઉત્પન્ન થઈ જે લોકો નીતિવંત તથા મર્યાદાવંત હતા તેઓ પોતાના મન સાથે વિચારવા લાગ્યા કે આજતો આપણે કુશળ છીએ, પણ

કારણે આપણી શી વલે થશે તેની ખબર નથી. અભાગુશિંહ સ્વતંત્ર થયો, અને હવે આપણને ના કેહે એવું કોઈ રહ્યું નથી એવું જોઈને તને પ્રથમજ લોકો ગાંઠતા નહી હતા તેમને તે અત્યંત દમવા લાગ્યો, અને કેટલાએકને બંધીખાનામાં નાખ્યા, ત્યાર પછી પોતાના જેવા અજ્ઞાની માણુસને રાજ્યકારભાર આપ્યો. એટલે દિવશે દિવશે નીતિનું ખંડન થઈ અનીતિએ પ્રવેશ કર્યો, એટલે ઘાંઝો અફીણ મદીરા તાડી ભાગ, અને માઝમ વિગરે કેફથી સર્વ મંડળી ચકચુર રહેતી તેથી નગરવાશી મનુષ્યને બીલકુલ ઇનસાફ મળતો નહી હતો.

અભાગુશિંહ અને તેની મંડળીની અપકીર્તિ સર્વ દેશોમાં પસરી. તેણે કરીને પરદેશના દુરગુણી અને દુરવ્યસની લોકો ચંદનગરમા આવી વસ્યા. ને નાચ તમાશા અંને બઠકો પર્યંત થયા કરતી. એક વખતે અભાગુશિંહ પોતાની કચેરી મંડળી સાથે પોતાના બાગમા જવા નિકાળ્યા આગળ છડીદારે નકી પોકારી એટલે તરેહવાર વાજીંત્રો વાગવા લાગ્યા ઘોડા ઉપર ડંકો વાગી નિશાન ફરકવા લાગ્યા એવા ઠાઠથી પોતાના બાગમા રમુજી તળાવે જવા નિકળ્યા રમુજી તળાવનો ઘેરાવો આશરે દોઢેક મૈલનો હતો તેની ચારેમેર આશરે માથોડુ ઉંચાઈની ભીં

ત બાંધેલી હતી. તે ઉપર બબે હાથને છેટે હાંડિયોની હાર બાંધેલી હતી. ને જે અંદર જવાનો મુખ્ય દરવાજો હતો તહી દીવાની હારો અને મોહોટા બીલોરી કાચનાં ઝુમર લગાવેલા હતાં માહેલા સૌ માર્ગમાં બેઉ બાજુએ દીવા પ્રગટેલા હતા. તથા મધ ભાગે મોહોટો બંગલો હતો એમા અને તેની બાજુના બેઉ તળાવોની ચોમેર સેંકડો હાંડિયો અને કાચનાં ઝાડ બાંધેલા તેથી એક ઝગઝગાટ થઈ રહેલો હતો. ગીઠા લાંબુ દાડમડીઓ અને કેળના સ્થંભની વચ્ચે મોગરા જાઈ જુઈ ગુલાબ ચંપો ચંમેલી વિગરે ફુલ ઝાડ એક પછી એક ઓળબંધ રોપેલાં હતાં તેથી કરીને રમુજી તળાવ સુંદર શોભતું હતું. ચારેમર મોગરા ગુલાબના ફુલોના હાર બાંધીને તે ઉપર ગુલાબજલ છાંટેલું હતુ તેણે કરીને જ્યાંત્યાં મધુર સુગંધી આવતી હતી. રમુજી તળાવ બેઉ બાજુએ તમાસગીરો તમાસાના રંગ મચાવી રહ્યા હતા આવી રીતનો બનાવ જોઈ. નગરમાં દુરાચરણીની વૃધિ થવામાંડી પ્રતિદિન નગરવાસી મનુષ્યમાં વ્યભિચાર ચોરી અને જુગાર વિગેરેના અધિક અધિક પ્રસાર થતો ગયો. એ પ્રકારના જ્યાં રાજા પ્રધાન અને બિજા મુખ્ય કારભારિયો હતા ત્યાં ન્યાય કરવાનો વિચાર કેવી

રીતીથી ચાલતો હશે તે ઉપરની મતલબથી સેહેજ જણાઈ આવશે.

પ્રાતઃકાળ થયો એટલે અંધકારને હાંકી સુર્યનારયણે પોતાનાં કીરણો રૂપી પછેડી આખા જગત ઉપર બીછાવી દાધી હતી ને પુથ્વી ભણી જોઈએ છીએ તો પુથ્વી ઉપરનો મનોરંજક ચમત્કાર નજરે પડતો હતો. તે એવો કે કેટલાએક ફુલલા અને કેટલાએક પાકવા આવેલા જુદા જુદા દાણાના ખેતર, આંબા આંબલિયો અને વડ વિગરે વૃક્ષના વ.ન ફુલવાડીયો અને રાન એથી અ થિકવળી માર્ગોની બંને બાજુનાં ઝાડની હારયો વીગરે કરીને પુથ્વીનો ભાગ આપણી નજરે પડતો હતો. તેજેમ સર્વ છવાઈ ગયેલો હોય, એમ દેખાતો હતો, તેણ કરીને પુથ્વી જમચિત્ર વિચિત્ર રંગનો એક શોભાયમાન ગાલીચો પાથરેલો હોય એવું દેખાતું હતું. બે કાંઠે ભરાઈને સાપના લીટા જેવો નદીનો પ્રવાહ પોતાના પ્રિયા રૂપી માહાસાગરને ભેટવા જોસમાં મોજા નાખતી દોડાદોડ કરી રહી હતી કેટલેએક ઠેકાણે તળાવ હતાં, તેમાં અનેક પ્રકારના રંગના કમળ શોભાયમાન ખુસબો આપવા ખીલી રહ્યાં હતાં, તેથી બીજા શું શોભતિ પદાર્થથી જોનારાના ચિતને અધિક આનંદ

આપતા હતા. નગરનો તથા ગામડાનો એક જુદો ચ-
મત્કાર દેખાતો હતો, તે એવો કે કાંઈક ધુમર અને
સવારે ચુના સળગાવેલા તેથી ઉત્પન્ન થએલો ધુમાડો
તથા ઝાડાં એટલાવડે તે માંહેની હવેલીયો અને ઘરાં વિ
ગરે જાણે તેમાં વીટેલાં હોય એવાં લાગતાં હતાં ને પૃથ્વી
ઉપરનો આનંદદાયક ચમત્કાર જોવા માટે દેવાલયોએ ત
થા મિનારાઓએ જાણે ઊપલી બાજુ પોતાના ડોકા કા
હાડ્યાં હોય, એવું દેખાતું હતું. મનુષ્ય માત્ર આપ આ
પણા ઉદ્યોગમાં લાગેલા હતા. વટે મારગુ લોક નાહાના
પ્રકારના માર્ગોમાં થઈ આવ જાવ કરતા હતા, તેમા
કેટલાએક ગાડામા બેસીને કેટલાએક ઘોડા ઉપર બેસી-
ને કેટલાએક પગે ચાલતાં જાવઆવ કરતા હતાં. ખે-
તીવાડી લોકો અને ગોવાળિયા પોતપોતાના બળદ અ
ને ગાયો હાંકી જતા માલમ પડતા હતા, કેટલાએક ઘા
સ, લાકડાં, ભાજીપાલો વિગેરે વસ્તુઓ વેચવા આમ-
થી તેમ ફરતા હતા, કેટલાએક નદી ઉપર અને કેટલા-
એક તળાવો ઉપર લોટા લઈ જતા હતા. કેટલાએક અ-
ન્યો અન્ય હાકો મારતા હતા, તેથી તેમા અનેક પ્રકાર
ના પંખિયોના શબ્દ ભેલા થવાથી એકજ કિલકિલા-
ટ થઈ રેહેતો હતો. આવે રંગીઆમણે વખતે બજારુ-

સિંહ કેટલાએક તમાસગિરા તથા કારભારી સહીત રમુજી તળાવ જવા નીકળ્યા. રમુજી તળાવે ગયા નાહાના પ્રકારના ભોજન તેયાર કરાવી. સર્વ એક પગથે બેસી સામ સામી મંદીરાના પ્યાલા તથા બીજે કેટલાએક નીશા કરી ચકચુર થઈ ગયા, ને સામસામી મશક-રી ઠઠા તથા ધપાધપી ચાલી રહી હતી ભોજન કર્યા પછી. રમુજી તળાવે ગમતને વાસ્તે ગયા એટલે નીશાના જોરથા ધક્કા મુકી ચાલી રહી હતી, અને કેટલાએકને નાગા કરી રે બોલાવતા હતા કેટલાએકની બેસીકો કરી (મેશ દીવેલ ભેગુ કરી લગાવતા) કુરાકુઃ કરતા હતા, એટલ.માં રાજા અભણસિંહનો નિશાના જોરે પગ અ-ચાનક ખસી જવાથી તળાવમાં પડી મરણ પામ્યો: રા જા અભાણસિંહ તળાવમાં પડી મરણ પચો, એટલે પા સેના સર્વ લોકોએ નાસાનાસ કરી મુકી, રાજા અભાણસિંહના મરણના સમાચાર આખા નગરમાં તથા દરબારમાં થયાથી કેટલાએક ખુશી થતા અને કેટલાએ ક નિરાશીત થતા હતા.

છપયછંદ.

અભાણ કરે શું કાજ, અભણ જન આજ ડુબાવે;

અભાગ્ય કરે શું કાજ, અભણજન લાજ ગુમાવે;
અભાગ્ય કરે શું કાજ, સાજ અનીતિનો સાધે;
અભાગ્ય કરે શું કાજ, પાગ અનીતિની બાંધે;
અભાગ્ય કરે શું કાજ ને, આજ વિચારો ઉરમાં;
હાજર વિદ્યામાં રાજ રહિ, તાજ દીપાવો નુરમાં. १

વિદ્યા મોટું મીત, એજ દુઃખ સરવે કાપે;
વિદ્યા મોટું મીત, એજ અતિસે સુખ આપે;
વિદ્યા મોટું મીત, એજ સહુ કારજ સારે;
વિદ્યા મોટું મીત, પુરાણ પરિયા તે તારે;
છે વિદ્યા મોટું મીત તે, વાત અન્ય વિપરીત છે;
આદિત છે વિદ્યા તિમિરનો, હરેક જનનું હીત છે. २

અભાગ્યસિંહનું જ, ગયું વિદ્યા વીણ ભાઈ;
પડ્યો કેફની માંહ, મતી મન હવી ન કાંઈ;
ધંધે ખરાબ ખચીત, જનકનું રાજ ડુબાવ્યું;
વિદ્યા થઈ અપાર, લખ્યું જેવું ફળ વાવ્યું;
વિદ્યા છે મોટી વિશ્વમાં, વિદ્યા વિણ દુખી નર થશે;
વિદ્યા વિણ વ્યસન શરીરમાં, વાસ કરી વાસો વસે. ३

## અંતરલાપિકા.

શ્રીપતિ કોપે સદ્ય, દયા સહુ હેજ ઉતારી;

કેફી સરવે કરે, લહે બાકા સંસારી;
સહા વજાડે સર્વ, પછી પતિપાર રહેના;
જારે કુટિલ સહુ વેણ, તનક કરિ તોલ લેહના;
લાવો છે આવો કેફમાં, રાચ્યો કદી ન રંગથી;
ભજવાયો આખર ઉરમાં, મળે ન એના સંગથી. ૪

# પ્રકરણ ૨જું.

અભણસિંહના મરણ પછી તેનો પાટવીકુંવર ચંદ્રસિંહ ગાદીને હતો, તેની ઉમર વર્ષ (૧૫)ની હતી, પણ તે વિદ્યા કળામાં ઘણોજ કુશળ અને નીતિમાન હતો, એટલે એના પિતાના મરણ પછી અજ્ઞાની અને મુર્ખ કારભારીને કાહાડી મુકી, માજી કારભારી ચંદુલાલને રાખ્યા અને રાજ્યની આબાદી દીવશે દીવશે વધારવા માંડી હતી. ચંદ્રસિંહની ઉંમર ઘણીજ નાહાની હતી, પણ ચાલાકી ઘણી હતી ને ચંદુલાલના કહ્યા પ્રમાણે વર્તતો હતો ચંદુલાલનો સ્વભાવ ઘણોજ શાંત શીંત અને ડાહ્યું હતો, તેમજ કળા કૌશલ્યમાં કુશળ હતો. ને તેનું મન સુધારા ઉપર. ઘણુંજ દોડતું હતું. તેથી અભણ અને

અજ્ઞાની રાજાના અવિચાર ક્રૂર પણાથી નીતિની અની- તિ થઈ, કન્યાશાળાઓ તથા બીજી કેટલીએક નિશાળો વિગેરેનું ખંડન થઈ ગયેલું તેને મોહોટા હર્ષથી આબા- દીમાં લાવી મુકયું હતું. તેમજ નગરવાસી મનુષ્ય ઉપર બેરહેમીથી કરો નાખેલા તે કાહાડી નાખી યોગ્ય કર નાખ્યા હતા. અને કેટલાએક માણસોને બેરહેમીથી કેદ કરી બંધીખાનામાં નાખ્યા હતા, તેઓને છુટા કર્યા હતા. એક દીવસ રાતના નવ વાગ્યાને સુમારે આનંદનો વર્ષાદ વરસતો હતો, ચંદ્ર પોતાની ભર જુવાનીમાં ખુશીથી ચળકાટ મારતો ને પુર્ણકળાથી ખીલી ઠંડી અને મધુર, સંતતરૂપી સેતરંજી પાથરી પ્રફુલીત કરવા- માં મસગુલ હતો. નગર માહે બજારે બજાર અને મોહો- લે મોહોલ અને ચકલે ચકલે વૃદ્ધ અને જુવાન પુરૂષોના ટોળે ટોળાં ખુલ્લી હવામાં બેશી એક બીજા માંહોમાં- હે વાતો કરતા હતા, કે હાલમાં આપણા રાજાના કારભા- રી ચંદુલાલને પ્રમેશ્વર તેમના જોડાને આરોગ્ય અને કુ- શળ રાખો; તેમજ વૃદ્ધ અને જુવાન સ્ત્રીઓના મોહોમાં- થી પણ મંગુલાલના કુટંબનું કલ્યાણ થાવ, એવી પ્રમે- શ્વર પાસે સ્તુતી કરી રહી બોલતા હતા. કે, હે પ્રમે- શ્વર દીનદયાળ દીનાનાથ જગત પ્રતીપાળણ. તારી સા

અન્યાયી છે અમારા ઉપર આ અજ્ઞાની રાજા લોભી
રૂપ અને વ્યભિચારી કારભારિયોના ભરમાવ્યાથી બીજા
રી ગરીબ રૈયત ઉપર કેવી રીતનો સંકટ અને દુરદ-
શા તથા જુલમી કર નાખી તમામ રૂપીઆ ખાઈ જઈ
હેરાન કરતા, અરેરે એવા કારભારિયોથી આખું નગર
ભાગી ગયું હતું, પણ આ વિવેકી અને સદગુણી ચંદુલા-
લનો ફરી કારભાર થયો ત્યારથી ભંડાર ભરપુર રહેછે
રૈયત ખમી શકે એવા કર નાખી. બરાબર ન્યાય કરી
આનંદ આનંદ વર્તાવી દીધો.

ચંદુલાલની ચાળીસ વર્ષની ઉંમરમાં એક પુત્રી શિ
વાય બીજું એક રતન નહી હતું તેથી તેના ઉપર હર-
દમ ત્યારથી ચુબંન કર્યા કરતા હતા. તેમજ મોહોટા
થયેથી વિદ્યા અભિયાસ કરવા સારૂ પોતાની સ્થાપેલી
કન્યાશાળામાં મોકલતા હતા, ને વખતે વખતે પોતાના
રંગમહેલમાં બોલાવી મોટા હર્ષથી પરીક્ષા લેતા હતા.
એક વખતે ચંદાકુમારી વિદ્યા અભિયાસ કરતા કેટ-
લી પોતાની પ્રિયસખી તારાગવરી સાથે સંધ્યાકાળે પોતા
ના બાગમાં જવા નિકળ્યા, બાગમાં જઈ રંગમહેલની મે
ડીની અગાસીમાં ખુરશીઓ નાખી તડાકા મારતી બે
ઠી હતી. આ વખતે ચંદાકુમારીની કાન્તી ઓર બની હ

તી અને તેની ઉંમર તેર પૂરાં ચઉદ વર્ષની પહેલી એ
ટલે તેનું કન્યા રૂપ બદલાવવાની તૈયારીમાં હતું, અ
ને જેમ વસંત રૂતુમાં મોગરાની કળી પોતાના ખરા બા
હારથી ખીલવા માંડે છે તેમ ચંદકુમારીનું જોબન ખી-
લવા માંડ્યું હતું. બાલ્યાવસ્થા પોતાની નિર્દોષ રમતો નિર્દોષ
ગમતો અને નિર્દોષ આનંદ અને કાંઈ થોડા વિચારણ-
સમાં વહીગઈ હતી. અને તેનું મુખારવિંદ કમળના ફુલ-
ની મશાલે ખીલેલું ગોરૂં માલમ પડતું હતું. આખા બા
ળમાં તેના તેજનો એટલો આભાસ હતો કે વખતે પુ-
ર્ણિમાના ચંદ્રને પણ નિચું જોવું પડે, અને તેના નેત્ર-
નો ચળકાટ જોઈ મૃગને અદેખાઈ આવ્યા વગર રહેજ
નહી. અને તેની પાંપણનો વળાંક ધનુષના જેવો અને
તેની કાળાશ ભમરાની પાંખ જેવી ચળકતી હતી, કપા-
ળ જેવું જોઈએ તેવું ઢાળ પડતું હતું, પરવાળા જેવા તે
ના ઓઠ હતા તેથી પાસેના આંબાના કુંમળા પાંદડાં જો
ઈ લજ્જા પામી નિચું જોતા હતાં, અને તેના દાંત જો
ઈ દાડમની કળિયો સરમીંદી થઈ જતી હતી, અને તે-
ના નાકનો વળાંક પોપટના જેવો હતો, તેથી પોપટ લ
જવાઈ પોતાના માળામાંથી નિકળતા નહી હતા, અને
તેના ગાલ ઉપર જવાનીના આવેશથી ગુલાબી રંગનો

બાગ પડતો હતો, તેની ગુલાબના ફુલો એક બીજાંસા મું જોયા કરતાં હતાં, અને તેના કેસ જાણે વાસુકી નાગના જેવા કાળા અને લાંબા હતા, અને તેના અંબોડા પાછળ ફરતી બીજતી કળિયોની ગજરી શોભી રહી હતી, અને પોતાના હાથે એકએક સોને મડેલી આંગળીવાળી ચુડિયો પેહેરતી હતી, ને કોટમાં ફકત મોતીનો કંઠો સિવાય બીજુ કાંઈ પણ પેહેરતી નહી હતી, તોપણ તેની ખુબ સુરત ને લીધે ઘણી શોભાયમાન દેખાતી હતી. આવી રીતનો બનાવ જોઈ તારાગવરી પોતાની પ્રિય સખી ચંદાકુમારીને કહે છે.

તારાગવરી—અરે માહારી પ્યારી સખી તારૂં મુખારવિંદ જોઈ મને એટલો બધો હર્ષ થાય છે. કે હવે તારા પ્રિયપિતા તારો યોગ્ય ઠેકાણે સબંધ કરે તો માહારી પંગતીમાં પડે. અને હું મોહોટી ઉમેદ રાખુછું કે તારો સબંધ જલદી થાય અને યોગ્ય પતી મળો.

ચંદાકુમારી—અરે માહારી પ્રિય સખી માહારો સબંધ જ્યા લગી યોગ્ય ઠેકાણે નહી થાય ત્યા સુધી હું કદી કરવાની નથી.

તારાગવરી—પ્યારી સત્ય છે માહારો પ્રાણપ્રિય જેવો ગુણીયલ છે તેતો તું જાણે છે તેવો હોય તો ઠીક,

**ચંદાકુમારી**—તેમાં મારે શું, કાંઈ માહારે વાસ્તે તાહારા પતિ જોયો બોલ કરી લાવી, તેમજ તાહારા પતિ પણ બાળ કરશે, આજ તો બધા સ્વારથીઆ છે.

**તારાગવરી**—અરે માહારી પ્રાણપ્રિય સખી, તું એમ ન સમજતી કે, હું સ્વારથિયન છું, તેમ માહારો પ્રાણ પ્રિય પણ નથી. માટે ફીકર નહી રાખ્ય પ્રમેશ્વર સારૂં કરશે.

**ચંદાકુમારી**—હાસ્તો જ્યારે કરશે ત્યારે કરશે, કાંઈ અત્યારે છે, તેમાં તું શું કહે છે.

**તારાગવરી**—અરે માહારી પ્યારી તું ઘભરાઈશ નહી, હું પરમ કાહાડ માટે સાસરે જવાનીછું, એટલે તેની સઘળી બોળ કાહાડી લાવીસ.

**ચંદાકુમારી**—અરે પ્યારી તું, પરમ કાહાડ પ્રાણનગર જાય છે, તારે મને તારૂં વગર કેમ ગમશે.

**તારાગવરી**—પ્રિયસખી હું કાંઈ ત્યાં ઝાઝા દિવસ રેહેવાની નથી. એક મહીનામાં

પાછી આવીશ.

ચંદાકુમારી—પ્યારી તારાં વગર મને બીલકુલ ગમશે નહી, પણ તું વેહેલી આવજે ને પેલા વાસ્તે ખબર કાહાડતી આવજે.

તારાગવરી--ઠીક, પ્યારી કાંઈ ચીંતા નહી, જોતો ખરી નક્કી કરીને આવુછું.

ચંદાકુમારી--જોજે બેહેન કોઈ અજ્ઞાની ભોળતી નહી.

તારાગવરી—તારા જેવીજ બાચીશ.

ચંદાકુમારી--બહુ સારૂં હવે કાલે મલાય કે ના મલાય તો એહેરબાની રાખીને કાગળ પત્ર લખજો.

તારાગવરી--ઠીક કાંઈ ફીકર નહી, પણ તારો વિદ્યાભ્યાસ કરતી રેહેજે.

ચંદાકુમારી--તે તો હું કદી ભુલનાર નથી, હવે ઉઠો વખત થયો.

તારાગવરી--હા ચાલો. (જાય છે) આડે રસ્તે આવી એટલે એક બીજાને ભેટી સહુ સહુને ઠેકાણે જાય છે.

ચંદુલાલ--માહારી પ્રાણ પ્યારી પુત્રી આજ ક્યાં ગયાં હતાં.

ચંદાકુમારી--પિતાજી જરા તારાગવરી સાથે આ-પણા બાગમાં ગઈ હતી.

ચંદુલાલ--પ્યારી પુત્રી, હાલમાં તારો અભ્યાસ કેવો ચાલે છે.

ચંદાકુમારી--પિતાજી, હાલમાં કન્યાશાળામાં ઘ-ણોજ સારો અભ્યાશ વિદ્યારામ મે-હેતાજી આવ્યા ત્યારથી ચાલે છે.

ચંદુલાલ--પણ પ્યારી પુત્રી, તારો અભ્યાસ ક્યાં સુધી ચાલ્યો છે.

ચંદાકુમારી--પિતાજી, પાંચમી ચોપડી પુરી થઈને કાલ રોજ છઠીમાં બેસારશે,ને ગ-ણીતમાં આંકગણીત પુરૂં થયું છે.

ચંદુલાલ--(પાંચમી ચોપડીની કેટલીએક કવિતાઓ વંચાવે છે).

રામો--બાપા ઓ બાપા.

ચંદુલાલ--કેમ રામા શું કામ છે.

રામો--બાપા બા જમવા બોલાવે છે.

ચંદુલાલ--જા કહેકે આવેછે ને પાટલા નાખ,

પાણી ભરી તૈયાર રાખ.

રામો--હા બાપા તૈયાર રાખું છું. (જાયછે).

ચંદુલાલ--બ્હેન ચંદાકુમારી આવો જમવા.

ચંદાકુમારી--આવી પિતાજી.

ચંદુલાલ--(પોતાની પ્રિયાના સામુ જોઈને) કેમ પ્યારી તૈયારી છે કે વાર છે.

ચંદ્રાવળી--પ્રાણપ્રિય આપની વારેવાર અહીંતો તૈયાર છે.

ચંદુલાલ--ઠીક ત્યારે ચાલો ભાણા પીરસી દો.

ચંદ્રાવળી--હાંજી ચાલો મુકુછું. (મુકેછે).

ચંદુલાલ--પ્યારી ચંદાકુંમારી જમવા ચાલ.

ચંદાકુમારી--પિતાજી અબોટિયું પેહેરીને આવુછું જરા સબુર ખમો.--(ચંદાકુમારી આવીને જમવા બેસેછે).

ચંદુલાલે ચંદ્રાવળી અને ચંદાકુમારી ભોજન કરી રહ્યા પછી પોતાના સયનગ્રહમાં જઈ સુખવાસ કરી નિંદ્રા દેવીને વશ થાય છે.

સ્થળ કપુરશાનું ઘર.

પ્રાતઃકાળ થયો એટલે સુર્યનો ઉદય થયો, પક્ષીઓએ મોહોટો કિલ કિલાટ કરી રહી આમથી તેમ ઉડંમ-

ઉંડા કરી રયાં હતાં. મનુષ્ય પોત પોતાના ઉદ્યોગમાં લા-
ગેલા હતા. નગરની સ્ત્રીયો વાળી ઝાડીને ઘર ધંધામાં
લાગી ગઈઓ હતી, કેટલાએક લોકો સ્નાન કરી પોતા-
ના ખટ કરમમાં બેસી ઈશ્વર પુજા કરતા હતા, કેટલાએ-
ક વ્યાપારી ફુલફુલ હાથમાં લઈ આમ તેમ ફરતા હુ-
તા. એવી રલીઆમણી વખતે ફુરેબશા સ્નાન કરી કપા-
ળમાં તીલક કરી માથે પાઘડી, અંગરખુ, બેસ અને જો-
ડા પેહેરી કપુતશાના ઘર તરફ જવા નિકળ્યા.

કપુતશા—(ફુરેબશાને આવતા જોઈને) આવો ફુરેબ-
શા ક્યાંથી આવ્યા.

ફુરેબશા—ઘર આગળથી,-પણ કાંઈ ભરૂચ મુંબાઈ
અને સુરતની હુંડીનો મોખ છે.

કપુતશા—ભરૂચના શા ભાવ છે.

ફુરેબશા—ભરૂચ રૂ૯૯ા.

કપુતશા—સુરતના.

ફુરેબશા—સુરતના રૂ૯૯.

કપુતશા—મુંબાઈના.

ફુરેબશા—મુંબાઈના રૂ૧૦૦)પુરા.

કપુતશા—ત્યારે, અમે સુરતની હુંડી રૂ૧૦૦૦૦)ની
રાખશું બાકીનો મોખ નથી.-પણ આપકા

ગડુના સબંધ વાસ્તે તમારી પિતરાઈ બેન
ની છોકરી વાસ્તે કાંઈ કરયું.

કુરેબશા—ના હું તે તરફ ગયો નથી.

કપુતશા—ત્યારે તે વિશેનો જઈ બંદોબસ્ત કરો તો ઠીક

કુરેબશા—હાજી, બપોરે જઇશ. પણ કાંઈ પૈદાસ
નથી, કાંઈ ચોદાબોદા બતલાવોતો ઠીક.

કપુતશા—કાંઈ ફીકર નહી, આપડા ગંડુના સબંધ
વાસ્તે નકી કરી લાવો જાવ તમને રૂ૫૦૦)
આપીશું ને વેહેપારમા પણ અપાવીશ.

કુરેબશા—કાંઈ ફીકર નહી આપડા ગંડુના સબંધ
ગમે તેમ કરી નકી કરી લાવું છું.

કપુતશા—ઠીક ત્યારે, જોજો તે એકદમ તો માનશે
નહી, ગંડુના વખાણ કરશો તો. બીજી યુ-
કતી કરશો તો થશે.

કુરેબશા—એતો માહારા હાથમાંછે, તેની તમારે કાંઈ
ચિંતા રાખવી નહી. હવે જઉછું (જાયછે.)

સ્થળ ચંદુલાલની હુવેલી.

કુરેબશા—કેમ બેન ચંદ્રાવળી બેઠી કે.

ચંદ્રાવળી-હા ભાઈ કયાંથી આજ્યા આવોને.

કુરેબશા—જરા કપુતશાને ત્યાંહા જતો હતો, પણ ત

ને ઘણા દીવશથી મળ્યો હોતો તેથી અહીયાં આવ્યો.

ચંદ્રાવળી--બહુ સારૂ, ભાઈ પણ કપુતસાના છોકરાના સંબંધ કાંઈ કરયા કે નહીં.

કુરેબશા--ના નથી કરયા, પણ તે કેહેતા હતા બરા કે, નારણદાસને ત્યાંહાં કરવાનો મારો વિચાર છે.

ચંદ્રાવળી--બરૂસતો, હવે બહેન પણ પરણવા યોગ્ય થઇછે, એટલે તેને વાસ્તે યોગ્ય વરની શોધમા છીએ, પણ કોઈ નજરમાં આવતુ નથી.

કુરેબશા--ત્યારે કપુતસાનાર છોકરા સાથે કરવો હોય તો કેવું, આજને સમે તેના જેવો કુલીન વર તને કોઈ મળવાનો નથી.

ચંદ્રાવળી-ખરી વાત પણ બહેનને તેને મળતી આવે નહી, કેમકે તેતો અભણ અને મુર્ખ છે.

કુરેબશા--તમને કોને કહ્યું કે, એ છોકરા એવોછે.

ચંદ્રાવળી-એક વખત અહીંઆં કપુતશાની સાથે આવ્યો હતો, એટલે મેં તેને જોયો છે.

કુરેબશા--તાહારો સર્વ વિચાર ખોટો છે ને તે છો

કરા જેવી હુશીઆરી ચાલાકી અને વિ-
દ્વાન આપડા નગરમાં તો બીજો કોઈ તે
ની બરાબર કરી શકે તેમ નથી. માટે
બનેતો વિવા જરૂર તેની સાથે કરવાને
ભુલવું નહી.

ચંદ્રાવળી—ઠીક ત્યારે, તમારા બનેવી આવેથી સઘ-
ળી હકીકત કહી ચોરશું બેસારી દઇએ.

કુરેબશા—ચંદુલાલ ના કેહે તોપણ, તમારે ગમે તે-
મ કરી ચુકવું નહીં પછી તમને ઘણો
પસ્તાવો થશે. માટે ચંદુલાલને આકુઆવ
ણું સમજાવી વિવા કરવા ભુલવું નહી.

ચંદ્રાવળી—ભાઈ તે વિશે કાંઈ ફીકર નહી. મારે
ગમેતેમ કરી કપુતશાના છોકરા સંગાથે,
બેહેનના સંબંધ કરવાને તમારા બનેવી
ના કહેશે, તોપણ હા કેહેવરાવીશ.—પણ
ભાઈ કપુતશા આપણે અહીં સંબંધ કર-
વાની ના કેહેશે, ત્યારે આપણે શું કરવું.

કુરેબશા—તેની તમારે કાંઈ ચીંતા ન કરવી, તેને
વાસ્તે હું જઈ બંદોબસ્ત કરૂછું.

ચંદ્રાવળી—બહુ સારૂં ત્યારે, પણ કોઈ વખત તે

ર મોહોટે આપડે અહીંઆ સંબંધ કર-
વાની વાત કાહાડી હતી.

કુરેબશા--આગળ કરતાં હતાં. પણ હમણાંથી તો ના
રણદાસની છોકરી સંધાને વિવા કરવા-
ની વાતો કરે છે. પણ તેમની વવુ કહે-
તી હતી કે, ચંદુલાલ શેઠને ત્યાં, આ-
પંડા અંડુનો વિવા થાયતો ઘણું સારૂ, કે-
મકે તે છોકરી ઘણી ડાહી અને શાણી
છે, તેમજ તેનું રૂપ પણ તેવુંજછે. એટલે
આપડું ઘર શોભી રહેશે.

ચંદ્રાવળી--ત્યારે કરકસા બાઈને તો આપડે અહીં
યા કરવાનું મન ખરૂં, પણ કપુતસાનું ન-
હી હોય.

કુરેબશા--તેમની સ્ત્રીનું મન વિવા કરવાનું અહીં
યા હશે તો, કપુતસાનું સ્ત્રી આગળ શું
ચાલવાનું છે, જે પ્રમાણે કરકશાબાઈ કે-
હેશે તે પ્રમાણે કપુતશા કરશે.

ચંદ્રાવળી--સારૂ ત્યારે, તમો જલદી જઈ તે વિશેનો
બંદોબસ્ત કરો, નહીંતો, પેલી ફાસ
આવી પડશે.

ફરેબશા—તેની તમારે કાંઈ ફીકર કરવી નહીં, હવે રજા માગુ છું.

ચંદ્રાવળી--બહુ સારૂ, આવજો ભાઈ. (જાયછે) (દાશીને આવતી જોઈને) કેમ દાશી ક્યાંથી આવી.

દાશી--ઘેર ગઈતી ત્યાંહાંથી આવી.

ચંદ્રાવળી—આપડી ચંદા બહેનનાં વિવા, આપડા નગરના કપુતસાના છોકરા ગંડુ સાથે કરવાનું નક્કી કરચું, કેમ ઠીકની.

દાસી--બા તે તો ગાંડા જેવો છે ને.

ચંદ્રાવળી--મેહે તે વિશે તપાસ કરીને કરવાનું નક્કી કરચું છે.

દાસી--બહુ સારૂં થયું, મને ગમ્યું (ચંદાકુમારીની પાસે જઈને) બેન બા વધામણી.

ચંદાકુમારી--શાની અલી વધામણી લાવી છું.

દાસી--બા વધામણી આપોતો કહું.

ચંદાકુમારી--કહ્યા પછી કે પેહેલી વધામણી હોય, એક વખત મને કેહેતો ખરી.

દાસી--તમારો વિવા કરચો.

ચંદાકુમારી--(ચકીત થઈને) હેં; ક્યાં કરચો.;

દાસી—આપણા નગરના કપુતસાના છોકરા ગેંડુ સાથે તમારી માતુશ્રીનો વિચાર વિવા કરવાને નક્કી કરી, કપુતસાને ત્યાંહાં કેવણ મોકલ્યુંછે.

ચંદાકુમારી—શું; ખરી વાત કહે છે.

દાસી—બાના સમ, ખરી વાત કહું છું, હું ઘેરથી આવી કે તરત માજીએ મને આ હકીકત કહી, એટલે હું તમારી પાસે આવી છું. વધાઈ આપો.

ચંદાકુમારી—(ગુસ્સે થઈને) ઠીક જા આપીશું, (દાસી જાય છે.)

દોહરો.

ચંદાકુમારીકા ચિતે, વીચપે અપરંપાર;
ગેંડુ સાથે માહરો, જાશે કેમ અવતાર. ૧

લલિત છંદ.

અરર ઈશ હે, જગત નાથરે,
પ્રણમું પ્રીતથી, જોડી હાથરે;
ન ખબિ તેં મતી, માતને દિધી
અરર નેત્રથી આંધળી કિધી. ૧
વય વિષે હવે, શ્રેષ્ટ હું થઈ

નથીજ સુજતુ, નાથરે કંઈ;
અરર ગંડુની, સંગ માહરો,
કયમ વિચાર છે, માત તાહરો. ૨
ઘણી ભણેલી હું, ગંડુ ગાંડુરે,
દિવશ શોકમાં, કેમ કાઢુંરે;
પછી મન કદી, સૂખ આવશે,
જમણ રૂડું તે, કેમ ભાવશે. ૩
મતી ખદામની, લેશ ના મળે,
નિરખી નેત્રથી, ચીત્ત તો છળે;
અરર ગંડું શું, નાથરે થશે,
રતન રોજના, હાથમાં જશે. ૪
નહીં નહીં નહીં, એ પતી નહીં,
કહીં કહીં કહીં, ગંડુ હું કહી;
મુરખ માત છે, એમ છેક શું,
સમજતી નથી, તે વિવેક શું. ૫
કરમ આ બધાં, છે ફરેબનાં,
ઈશ કરેજ કો; તુ વના ફના;
કનક કાં અને, કયાં કથીરરે,
અચળ કયાં અને, તણું ધીરરે. ૬
રતન કયાં અને, રોઝ ગંડુરે,

અરર પ્રાણ શું, મુજ કંડુરે;
નહીં નહીં નહીં, ધીર ધારૂરે,
ફળ મન મળે તેથી સારૂરે. ૭
મુરખ જો પતી, મુજને મળે,
તરત પ્રાણ હું, પાડું પળે;
ચીત્ત પતુ નથી, હાય કંડુરે,
અરર હાયરે, હાય ગંડુરે.

ચંદ્રાકુમારી--અરેરે!! શું માહારી પ્રિય મા, કપુતસાના છોકરા ગંડુ સાથે લગ્ન કરવા નિશ્ચે કરી બેઠી છે. હાય હાય!! આ માહારી પ્રિય મા, તાહારી અમૃત રૂપી વાણીમાં કળજુકે આવી પ્રવેશ કર્યો, ને તાહારા ડાહાપણ ભરેલા મનમાં એટલો વિચાર નહી આવ્યો, કે અજ્ઞાની અને મુર્ખ માણસના ભંભેરવાથી તાહારી પ્યારી પુત્રીનો ભવ બગાડવા હીમત ચલાવતાં કાંઈપણ આંચકો નહીં ખાધો, અને વિચાર પણ નહીં કર્યો, અરેરે!!! તું જાણે છે કે, અવિદ્વાન મનુષ્યની સંઘાતે લગ્ન ક-

સ્વાથી કેવા અનર્થ થાય છે. તેમ
છતાં તાહારી જીભ્યા ઉપર કળીએ
આવી વાસ કર્યો અફસોસ!!!

અરરરર!!! કપુતસાના છોકરાનું નામ સાંભરે છે ને
માંહારા શરીરમાં અગ્નિ લાગ્યા કરે
છે. હાય હાય હવે શું કરૂં, અરે મા-
હારીપ્રિય અજ્ઞાની માને અવિચારનું કામ
કરતા કોઈ તનેએ અટકાવ નહીં કર્યો.
હે ઈશ્વર તું કેમ મુજ ગરીબ અબળા
ઉપર કોપ કરી દુઃખ દરીયા રૂપી મોહા-
સાગરમાં ફેંકી દેવા તૈયાર થયો છું, અરે
જગતપતી તું મુજ અનાથ બાળકીની વા
રે ચઢી માહારી પ્યારી માનું અંતઃકરણ
કેમ ફેરવતો નથી, ને માહારો જન્મા-
રો બગાડવાને તાહારી હીમત કેમ
ચાલે છે? હાય હાય!! મને તો માહારા
અંતઃકરણમા મોહોટી ઉમેદ અને
આશા હતી કે, સ્વામિ મન ગમતો
સોધી લવો, અને ધારતી હતી કે
જ્ઞાની પુરૂષ સાથે લગ્ન કરી સુ

માગશીર, તે સર્વ વિચારો વ્યર્થ ગયા, અને માહારી અજ્ઞાની માએ રોવા બેસારી, અને મુર્ખ માયે મારવો ધારે છે, હાય હાય!! અરે માહારી પ્યારી મા, તું જેની સાથે માહારા લગ્ન કરવા ધારે છે એના રૂપ ગુણ ઉપર વિચાર નથી કરતી, ને ફકત કુળ અભિમાન રાખી તાહારી શાણી પુત્રીને દીવો લઈ કુવામાં નાખવા તૈયાર થઈ છું, અરે માહારી માડી, ત્યારે આવી રીતે કરવું હતું તો, મને તે વિદ્યા રૂપી અમૃત શું કરવા પાયું, પણ આ વાત માહારા પ્રિય પિતાને માલમ નહી હોય નહી તો આવા માહારી અજ્ઞાની માના વિચારને ધિક્કારયા વગર રેહેત નહી ને આ વખતે માહારી પ્યારી સખી તારાગવરી હોત તોપણ અજ્ઞાની અને મુર્ખ માની પાસે મોકલી બે સુકન કેહેવરાવત તે પણ સાસરે છે, મને તે

પ્યારીનો પત્ર પ્રભાત આવ્યો હતો, તે-
માં ગઈ કાલ આવવાનો વાયદો હતો,
પણ આવી નહીં. અરેરે!! ઓ પ્રભુ
દીનદયાળ આ તાહારી ગરીબ બાળકી
ઊપર શો કોપ અને માહારી દયાલા-
વી અજ્ઞાની માનું અંતઃકરણ કેમ ઠે-
રવતો નથી. (એટલામા તારાગવરીને
આવતી જોઈ મોહોટા ઉમંગની સાથે
ભેટે છે) ભલે આવી માહારી પ્રાણ-
પ્રિય સખી તારાગવરી અરેરે માહારી
પ્યારી સખી તાહારા વિયોગથી મને
બીલકુલ ચેન પડતું નહી હતું, ને
તાહારો પત્ર આવ્યા પછી તો, તને
એક દીવસ આવતા વાર થવાથી
માહારા મન વિષે, તરેહવાર વિચાર
આવ્યા કરતા હતા, આહાહા આ વ-
ખત તાહારૂં મુખાર્વિંદ જોઈ મને
*એટલો તો હર્ષ થયો છે કે તેનું વર્ણન
કરવાને શક્તિવાન નથી.

તારાગવરી—પ્રિય સખી, માહારી બાઈ રહેતાં

ગી ગઈ હતી, એટલે એક દીવસ ર-
સ્તામાં જાદ પચો. પણ પ્રિય સખી
તાહારૂં મુખારવિંદ ઉતરી કેમ ગયું
છે, તે જોઈ હુંને બદલે દીલગીરી ના
આવેશ ઉપરા ઉપરી આવ્યા કરે છે,
માટે માહારી પ્યારી બેહેની તાહારા
દુખનું સઘળું બ્યાન આંચકો ખાધા
વિના કેહે.

ચંદાકુમારી--(એકદમ પોતાની આંખોમાં આંસુ
લાવી ડુસકાં ખાતી ખાતી) પ્યારી,
મારી માતા મારી વેરણ થઈ લાગી છે.

તારાગવરી--(ચંદાકુમારીને છાતી સાથે દાબીને)
અરે, માહારી પ્રિય સખી આ શું,
તાહારૂ રૂદન જોઈ માહારી છાતી ઘ
ણીજ ભરાઈ આવે છે, માટે પ્રિય
બસ કર. અરે માહારી પ્યારી આ
ઉપરથી સાફ માલમ પડી આવેછે
કે, તાહારા હૃદયમાં દુઃખ રૂપી દરદે સ-
ખત ઘેરો ઘાલેલો છે, માટે તારૂ સઘળું
બ્યાન સંભળાવ એટલે બનતી કોસીસ

કડીઓ.

ચંદ્રકુમારી—અરે માહારી પ્રાણપ્રિય સખી, તું આ-
જ નહી આવી હોત તો, મારૂં મુખાર-
વિંદ, ફરીથી જોવું પણુંજ દુર્લભ હતું.

તારાસુંદરી—અરે પ્યારી એટલું બધું શું છે, મને
તાકીદથી કેહે.

ચંદ્રકુમારી—અરે માહારી પ્યારી સખી, માહારી
મા માહારી વેરણ થઇ લાગીછે, અને કુછ
મનુષ્યના ભરમાવ્યાથી આપણા નગરના
કપુતશાના છોકરા ગંડુ સાથે માહારૂં
લગન કરવાનો વિચાર કરી પોતાના
મન સાથે નિશ્ચે કરી બેઠી છે. અરે
માહારી પ્યારી સખી તું એ છોકરાના
રૂપ ગુણથી તો વાકેફ છું, એટલે તેનું
વર્ણન કરી તાહારા કોમળ મુખારવિં
દને તસદી આપવી દુરસ્ત ધારતી નથી.
ફકત માહારી માતા તેના રૂપ ગુણ
તથા વિદ્યાપર વિચાર નહી કરતાં છ-
જવાન જાણી મને દુઃખ દરિયારૂપી
માહાસાગરમાં હેલવાની હિમ્મત ચલા-

વતા કંઈપણ આંમકો ખાલી નથી.
માટે હું માહારી પ્યારી સખી તારાગવ-
રી તું તારી પ્રિય સખીની ઉમેદ રાખતી
હોય તો, જલદી તે કામ અટકાવવાની
કોસીસ કર નહી તો માહારે બીજી દુનિ-
યામાં વાસ કરવો પડશે.

તારાગવરી—ઓહો, તેને વાસ્તે આટલા બધા શો-
ક ને આંખ્યો જોને રડીરડીને
થઈ ગઈ છેઃ લોહી નાખ આ-
સુ. તાહારા પિતાના વિચાર એ-
વા સુધરેલા છે કે, આવા કામમાં તા-
હારો વિચાર લીધા વગર રેહેનાર નથી.
અને તાહારા પિતાના વિચાર વગર
તાહારી પ્રિય માનાથી વિવા થનાર
છે. ફીકર ના કર. હું તે વિશેનો તપાસ
કરી લાવું છું.

લીલાકુમારી—પ્યારી, તું જલદીથી તે વાતનો તપાસ
કરી લાવ. (જાય છે.)

સ્થળ ચંદુલાલની હવેલી.

ચંદાવળી—(તારાગવરીને આવતી જોઈને) આવ બેન

તારાગવરી તું ક્યારે આવી. સુખ સાતામાં તો ખરી.

તારાગવરી--હા. કાકીસાહેબ હું કાલે આવી. આપ તો ખુશી.

ચંદ્રાવળી--હા, બેન પણ તું ચંદાકુમારીને મળી કેનહી.

તારાગવરી--હા કાકી, હું કાલે મળી હતી (ચંદ્રાવળીને એકલી જોઇને)

કેમ કાકીસાહેબ, બેનનો વિવા કરયો કે નહીં. ને માહારા સાંભળવામાં આવ્યુંછે કે આપનો આપડા નગરના કપુતસાના પુત્ર સાથે સંબંધ કરવાનો વિચાર છે, તે પાર પડયો કે કેમ.

ચંદ્રાવળી—મેં માહારા કાકાના છોકરાના ઘણા આગ્રહથી કપુતસાના પુત્ર સાથે બેનનો સંબંધ કરવાનો વિચાર કરયો હતો, પણ પાછળથી તે છોકરાના રૂપ ગુણ વિષેનો તપાસ કરતાં, માલમ પડયું કે, તે અવિદ્વાન અને બેવકુફ છે, તેથી બેનને એને કદી મેળાપ આવવાનો નથી,, અને હું તેના ગુણોથી સારીપેઠે માહીતગાર નોહોતી, તેથી તેની તપાસ બરાબર ન-

હી કરતાં માહારા પીતરાઈ ભાઈના કે-
હેવા ઉપરથી કેહેવાતા કુળ ઉપર મોહો
પામી તેમના વિચારને મેં ટેકો આપ્યો,
પણ હાલ જ્યારે પટંતરે તપાસ કરતાં
અને તેના ગુણ વિગેરેની બરાબર ખા-
તરી થવા ઉપરથી, માહારા લુચ્ચા ભા-
ઈનું પોગળ સર્વ માલમ પડી આવ્યું. ને
તે માહારી પ્યારી પુત્રીને ખાડામાં ના-
ખવાનું કરતો હતો, એ દુષ્ટનું મોહો કદી
જોનાર નથી. મેં તેના કહ્યા પ્રમાણે ક-
રયું હોતતો હું બેશક પ્યારી પુત્રી વિના
થઈ બેસત. જેમ બેન આ વાત સંભા-
ળી જાણી હશે તો, બેશક કલ્પાંત કરયા
વગર રેહેનાર નહીં, માટે આ વાતનો તું
જઈ દીલાસો આપ. કે તાહારા લુચ્ચા
મામાના કેહેવા ઉપરથી તેની સાથે વિ
વા કરવાનું તો નક્કી કરયું હતું, પણ પા-
છળથી આવી રીતનું પોગળ નિકળવાથી
બંધ રાખ્યું છે, તું કાંઈ ફીકર કરીશ ન-
હીં. તાહારા સંબંધમાં તારૂ મત લીધા

વગર કરનાર નથી.

તારાગવરી—માતાજી હું કાલે જેવી આવી તેવીજ પ્યારી સખી ચંદાકુમારી પાસે ગઈ હતી, તો તેને રૂદન કરતાં જોઈ તેનું કારણ પુછતાં કપુતસેનાના પુત્ર સાથે સંબંધ કરવાનો વિચાર માહારી માતાનો છે, એવું કેહેવા ઉપરથી, તમારી પાસે તે વિશેની તપાસને વાસ્તે આવી હતી, પણ તમારા આવી રીતના વિચાર જોઈ, હું ઘણી ખુશી છું, અને ચંદાકુમારી આ વાત સાંભળી જે દીલગીરીમા છે, તે સાંભળી ખુશી થશે.

ચંદ્રાવળી--હે બેન, તુ ચંદાકુમારી પાસે જઈ આ વતની ફીકરમાં હશે, માટે ત્યાંહાં જઈ તેના તાપ હોલાવ અને શાંત પમાડ.

તારાગવરી--હા માજી જાઉ છું. (જાય છે.)

ચંદાકુમારી--(તારાને આવતી જોઈને) આવ માહારી પ્યારી સખી, કેમ તુ શું કરી આવી.

તારાગવરી—અરે પ્યારી સખી તાહારો વિવા કપુ-

તમોને ત્યાંહાં કરવા તાહારા પીત્રાઈ મા-
માએ માતાજીને આડું અવળું સમજાવી
હા પડાવી હતી; પણ પાછળથી "ત-
પાસ" કરતાં, તેના રૂપ ગુણ તથા તા-
હારા મામાનું ચોગજ સર્વ ઉઘાડું થઈ
આવ્યું, તેથી તે વાતને માતાજી તમા-
રા મામાના જફંગાવેડાને સારીપેઠે પી-
છારી પોતાનો તમામ વિચાર ફેરાવ્યોછે)
ને હવે તે વિશેની કાંઈ ફીકર રાખવી ન-
હી. અને હવે તમારો મત લીધા વગર
તે કદી સબંધ કરનાર નથી.

ચંદાકુમારી—કેમ પ્યારી બેન સાચું કેહે છે!

તારાગવરી—હવે ત્યારે કાંઈ ફીકર કરવી નહી, ને
મેં જે વાત કહી તે સત્યછે, તાહારા
મનની તમામ દીલગીરી કાહાડી નાખજે,
હવે બેન રજા માગુ છું કાલે આવીશ.

ચંદાકુમારી—વારૂ જા બહેન કાલે વેહેલી આવજે
(તારા જાય છે) (ચંદાકુમારી એકલી.)

મને વિશ્વાસ નોહોતો, તોપણ ખરેખાત ઈશ્વર માહારી
લાખી હુવી ....... ....... ....... ....... .......

કરવું. પણ અરેરે! માહારો કપુતસાના પુત્ર સાથે સંબંધ થાતનો માહારી શી વલે થાત, કે જગતપતી માહારી ભોળી માનું મન માહારા કપટી મામાએ તો મને કુવામાં નાખવાને ભમાવ્યું હતું, પણ તું માહારી માતાના અંતઃકરણમાં પેશી અને તેની જીભ્યા ઉપરથી કળીને ઉઠાવી. સરસ્તી માતાનો વાસ કરાવી તેના દુષ્ટ વિચારોને અગ્નિ રૂપી સરસ્તી માતાએ બાળી ભશમ કરી નાખ્યા—હવે આપણા વેહેમી દેશી હિંદુઓમાં પુત્રીયો બીચારી ગાયો રૂપ છે, તેમને તેમના માત પીતા જ્યાંહાં દોરે ત્યાંહાં તેઓ બીચારીયો દોરાય છે: પ્રિય ભાઈયો, આપણે એ દુષ્ટ અને ખરાબ રૂઢીને અનુસરીને આપણી નિરઅપરાધી બાળકીઓને સંસાર રૂપી સમુદ્રની ખાઈમાં નાખી દુઃખી કરીએ, ત્યારે વિદ્યા રૂપીજ અમૃતનું ફળ શું. અવિદ્વાન પુરૂષો પોતાના દુરગુણ મત સાથે, વિદ્વાન અને જ્ઞાની પુરૂષોને પણ, તેમની સંગતમાં ભેળવી વિદ્વાન માણસો પણ કુઝાઅભીમાનની મોહો જાળમાં ફસાઈ પડી પોતાની બાળકીઓને પણ મુર્ખ પુરૂષો સાથે લગ્ન કરે છે. માહારી ગુણીયલ માતાને અજ્ઞાની મામાના ભમાવાથી, મારૂ અજ્ઞાની અને અવિદ્વાન માણસ સાથે લગ્ન કરવાનો નિશ્ચે કરયો હતો. પણ માહારા નશીબ જયવંત હતો

**ચંદાકુમારી**—પેલી દાશી ક્યારની પ્રિય સખી તારાગવરીને બોલાવવા ગઈ છે, પણ હજુ સુધી કેમ ન આવી. વાયદો પણ વીતી ગયો, શું તેને તે મળી નહી હોય. (એટલામાં તારાગવરીને આવતી જોઈને) ઓહોહો, પ્રિય સખી સંભારતા વેતજ આવીને. હું ક્યારની વાટ જોઈ બેઠી છું.

**તારાગવરી**— જરા કામમાં ગુંથાઈ હતી, પણ પ્રિય સખી તાહારા દીલથી હજુ સુધી દીલગીરી સઘળી દુર થઈ જણાતી નથી.

**ચંદાકુમારી**—ના પ્યારી સખી, હવે મારી દીલગીરી દુર થઈ છે.

**તારાગવરી**—જાજા તું મારાથી એ પડદો રાખેછે કે? તારા દીલની વાત તું મને નહી કેહે, ત્યારે બીજા કોને કેહેવાની હતી. તારૂં મુખારવિંદ કહી આપેછે કે, તું ઊંડા વિચારમાં લીન થઈ ગઈ છે.

**ચંદાકુમારી**—પ્રિય સખી, તારો જે વાતમાં વિચાર ન ચાલે, તેવી વાત કહી તને હું મારી

સાથે દુઃખી કરવી માગતી નથી.

તારાગવરી—ત્યારે, આ ઉપરથી સાફ માલમ પડેછે કે, તું મને તારી પ્રિય સખી પ્રમાણે ગણતી નથી, પ્રિય સખીના ધરમ શા છે, કે એક બીજાના દુઃખનો ભાગ આ મણસામણ લે તેજ સખી, માટે તારા દીલની વાત મને જ્યાં સુધી નહી કહે, ત્યાં સુધી તું મોહારી પ્રિય સખીછું એમ ધારી શકાય નહી,

ચંદ્રાકુમારી—નારે પ્રિય સખી તુતો મારા હૈડાનો હાર છે. તારા જેવી સખિયો મને ઓછી મળનારછે, અરે મારી. વ્હારી તને દુઃખ લાગે છે, ત્યારે હું તને કહું છું, પ્રિય બની આપણી રૂઢી પ્રમાણે મારી યોગ્ય ઉંમર થઈ, એટલે મારે થોડા દીવશમાં, સંસારરૂપી સાગરમા ઉતરવું પડશે, માટે મારે હવે મન ગમતા, સંસારરૂપી સાગરમાં બીન હરકતે ચાલ્યું જાય તેવું ભર્તારરૂપી વાહાણ સોધી કાહાડવું જોઈએ, તેનું કે

મ કરવું, તે કાંઈ મને સુજતું ન-
થી. મારા અજ્ઞાની માબાપે તો લાક
ડે માકડુ વળગાડી દેવા વિચાર કર્યો
હતો, તેમાંથી તો ઇશ્વરી પ્રતાપથી બ
ચ્યાં, હવે મારે સારૂં ગુણીયલ ભર્તાર
મારા પિતા શોધી કાહાડે, પછી તેઓ
ના સુધરેલા વિચાર પ્રમાણે મારો મત
પુછે, પણ પરીક્ષ શીવાય તેના ગુણ અ-
વગુણ મારા જાણવામાં ના આવેતો
સંસારરૂપી સમુદ્રમાં મારૂં વાહાણ ચા
લતા અખડી પડે, માટે આજ આ-
ઓ દાહાડા થયાં આ વાત મારા ર-
દયમાં ઘોળાયા કરે છે, પણ મને તે-
ના કાંઈ પણ રસ્તો જડતો નથી.

તારાગવરી—ફીકર નહી, પ્યારી બની મારા મનનો
એક વિચાર મારે તને જણાવવાનો
છે, તે ઉપરથી મને લાગે છે કે તારા
મનનો ખુલાસો થશે.

ચંદાકુમારી—પ્યારી સખી તારો વિચાર મને જલ
દી જણાવી સુખ પમાડ, અને તારી

વાણી સાંભળવાને હું ઘણીજ આ-
તુર છું.

તારાગવરી--મારી પ્યારી સખી સાંભળ, મારા પ્રા
ણનાથનો પરમ પ્રિયમીત્ર પ્રાણલાલ
કરીને પ્રાણનગરના નગર શેઠનો પુત્ર
છે, આપડી નાતીનો છે, તેના જેવો
રૂપ ગુણ અને વિદ્યામાં કુશળ આ-
જને સમે બીજો કોઈ તને મળના-
ર નથી, એવીતો મારી સંપુરણ ખા-
તરી થઈ છે; તેમ છતાં તાહારિ ખા-
તરી કરવી હોય તો, આપડા
નગરના વિવેકસાનો ભાણેજ થાય છે,
થોડા દીવશમાં માહારા પ્રાણપ્રિય ને તે
બંને જણ આ તરફ આવવાના છે,
તે જોએથી તાહારી સંપુરણ તેના રૂપ
ગુણની ખાતરી થશે, ને તેણે પણ તા-
હારી પેઠે પસંદ કરી લગ્ન કરવાનો
ઠરાવ કરયો છે, તેથી તેની સોળ વ-
રસની ઉમર કુંવારો છે, વાંચો ફક્ત
એટલોજ છે કે, મુળથી તે તારા

જેવો કુળવાન નહીં, પણ આજને સામે દોલતમાં અને મોહોટાઈમાં તો તાહારા પીતા જેવો કેહેવાય છે.

ચંદાકુમારી--ફીકર નહી. માહારી સખી જો અમે બંને એક બીજાને પસંદ પડીશું તો, બાહારો પીતા કુળનો અભીમાન રાખી સંબંધ અટકાવવાને વાધો કદી લેનાર નથી, તેમની તો મને સંપુરણ ખાતરી છે, પણ તે કયાર સોરા અંતરે આવનાર છે.

તારાગવરી—પ્રિય સખી આજથી વીસ દીવશે જરૂર આવશે, માટે માહારા પ્રાણનાથે મને આગળથી આ તરફ રવાને કરી છે.

ચંદાકુમારી—વારૂ ત્યારે, તેઓ આવેથી તારા મુકામમાં બોલાવી માગ્રી સાથે વાત ચીત કરાવજે.

તારાગવરી—ફીકર નહી, તે વાતની મને તાહારી તરફની ધણી ફીકર છે.

ચંદાકુમારી--પ્રિય બેની તને કાંઈ કેહેવું પડે તેમ છેજ નહી. પણ તું આગળ કેહેતી

હતી કે મેં માહારા ભર્તારને પસંદ
કરી વરી છું, ત્યારે તાહારા પ્રાણના-
થને શી રીતે પસંદ કરયો.

નારાગવરી--પ્યારી સખી તું નથી જાણતી કે?
સાંભળ ત્યારે હું કહું. અહીયાના ન-
ગરશેઠની વહુના તેઓ ભાણેજ થાયછે,
માટે વરસમાં બે ત્રણ મહીના તેમની
દુકાનનો હીસાબ તપાસવા આવે છે, તે
દરમીયાનમાં હમેશાં સાંજની વખત
પોતાના બાગમાં હવા સારૂ જતા હતા.
હવે તું જાણેછે કે, નગર શેઠનોને અ-
મારો બાગ સામ સામી આવી રહ્યા
છે. એક વખત ઈશ્વરે એવો યોગ
આણ્યો કે, જે વખત તેઓ તેમના
રંગમેહેલની બારી આગળ ખુરશી
નાખી બાગની ખુસબો લેવા બેઠા
હતા. તે વખત હું પણ માહારા
બાગમાં જઈ રંગમેહેલની બાહારી
આગળ ખુરશી નાખી બાગની તથા
વનની શોભા જોતી જોતી તેઓના

મુખારવિંદ ઉપર આમણ સામણ દ્રષ્ટીયો પડી, ત્યારથી તેઓની મનહર છબી માહારા અંતઃકરણમા સજડ જડાઈ ગઈ. તેમજ તેમનું મન માહારા ઉપર છે, એવો તેમનો ખુસનુમાં ચેહેરા જોતા માલમ પડી આવ્યું. પછી હરરોજ માહારા બાગમાં જઈ, બાહારીએ બેસુ ને તેઓ પણ હમેશ બાહારીએ આવી બેશી વનની લીલા જોતા જોતા સામ સામી નજરે મળી જાય, અને એક બીજાન દીલની અંદર પ્રિતનો વધારો થતો ગયો, પણ વાત ચીત કરવાને બીલકુલ માહારી તેમજ તેમની જીભ્યા ઉપડતી નહી. એક વખતે માહારા પ્રાણનાથ કન્યાશાળામા પરીક્ષા લેવા આવ્યા હતા, તેઓએ માહરૂ જ્ઞાન જોઈ ઘણાજ ખુશી થયા. તેમણે મને પુછયું કે તમારા પીતાએ તમારૂં લગન કર્યા કે કરયાં છે તે વખત હું ઘણી શરમાઈ,

તો ખરી પણ આવેસમા. (પ્રાણુના
ધ કહી, નથી કરયું, એટલું સાભળી-
કન્યાઓને ઈનામો, આપી પોતા-
ના ઘરે તરફ ગયા, આ વાત તેમા
ની માસી નગર શેઠની વવુંને કહ્યા
ઉપરથી. મારા પિતાને બોલાવી
સંબંધનાં લખ્યાં કરી ગોળ ખાધા.
આ વખત પ્યારી સખી મને એટલો
માહારા દીલ સાથે હર્ષ ઉત્પન્ન થયો
કે, તે વખત ગાંડી ઘેલી બની ગઈ.
આ રીતે અમારો યોગ સેહેજ બની
ગયો છે.

**ચંદ્રાકુમારી**—વાહવા; પ્રાણ પ્રિય સખી ત્યારેતો તું
ખરેખરી ભાગ્યશાળી.

**તારાગવરી**—પ્રિય સખી, તું પણ તેવીજ ભાગ્યશા
ળીછે તે તારે પણ તેવીજ રીતે સંબં
ધ થશે કાંઈ ફીકર ચીંતા કરવી નહી.

**ચંદ્રાકુમારી**—પ્રિય સખી, તાહારા કહ્યા પ્રમાણે મા
રો સંબંધ થાયતો, હું તારી જનમે
જનમની દાસી થઈ રહું.

તારાગવરી--અરે મારી પ્યારી, બોલવામાતો તું હદપાર જતી રહેછે, ધીરજ રાખીશતો પ્રમેશ્વર સઉ સારાવાના કરશે.

ચંદ્રાવળી--માહારી પ્રાણ પ્રિય સખી, તારા ડાહ્યા શીખામણના વચનો સાંભળી મારા હૃદયની અંદર સખ્ત જડી રાખુછું, અને તારા કેહેવા પ્રમાણે ચાલવાની કોસીસ કરૂં છું.

તારાગવરી—ઠીક, હવે બેન વખત ઘણો થયો રજા માગુ છું.

ચંદાકુમારી—હા પ્રિય વખત ઘણો થયો જા કામ વેહેલી આવજે. (જાય છે.)

સ્થળ રસોઈખાનું.

ચંદ્રાવળી--આવ બેન ચંદા, અરે મારી પ્યારી પુત્રી, હું તાહારા લુચ્ચા મામાના બ્રમાવ્યાથી તાહારા સંબંધ પેલા કપુતસાને ત્યાંહાં કરવાની હતી, પછે તે વિષે તપાસ કરતાં તેના રૂપ ગુણ સર્વ માલમ પડી આવ્યા. અરે માહારી શાણી પુત્રી તેં આ વાત સાંભળી તાહારૂં મુખાવિંદ કેવું થયું હશે બેન મારૂ

કરજો, હું તાહારી ગુન્હેગાર થઈ છું. ને આ-
વાતને વાસ્તે મને પ્રસ્તાવો ઘણો થાય છે.

ચંદ્રાકુમારી—અરેરે, માહારી સદગુણી મા, તમો
આટલા બધા શું કરવા દીલગીર થા-
ઓ છો, હું જાણું છું કે તમો માહારો
સંબંધ ગુણીયલ સાથેજ કરશો, પણ
આ લુચ્ચા મામાના ઠગવા ઉપરથી
ઠગાયા હતા, પછી માલમ પડવાથી
એ દુષ્ટ વિચારોને ધિક્કારવા લાગ્યા.
હવે માફી રજા માગુ છું. (જાયછે).

(સ્થળ ચંદ્રાકુમારીનું સયનગ્રહ.)

ચંદ્રાકુમારી—(દાશીને બોલાવીને) પ્યારી ભાગીરથી,
તારાગવરીને બોલાવી લાવ, હજુ સુધી
કેમ આવી નહીં.

ભાગીરથી—હમો માહારી બેની બોલાવી લાવું છું.
(જાય છે)

ચંદ્રાકુમારી—(પ્યારી સખી તારાગવરીને આવતી
જોઈને) આવ માહારી પ્યારી તાહારા
વગર મને બીલકુલ જરા પણ ચેન પડતું
નથી ને તને આવતા વાર કેમ લાગી.

તારાગવરી—બેન જરા માહારી માજીએ મને કા- શાની બબામણ કરી હતી, તેમાં ગું- થાઇ માટે આવતા વાર થઇ માફ કરવું.

ચંદાકુમારી—ફીકર નહી, પણ પ્યારી સખી હું આજ માજી પાસે ગઇ હતી, તેમણે પોતાના મન સાથે ઘણો પસ્તાવો કરી માહારી પાસે માફ માગવા માંડી. અરે પ્યા- રી માતે માન માનું હેત તો ઇશ્વરે આમાંજ મેહેલેલું છે, માજીના વિચાર આજ સર્વ જણાઇ આવ્યા, ને કહ્યું કે પ્યારી પુત્રી તાહારા સંબંધ તને પુ- છયા વગર કદી કરનાર નથી.

તારાગવરી—સત્ય છે, બેન સર્વ સંબંધી આનીજ પા- છળ. માજીએ માહારી આગળ પણ તે વિશેનો ઘણોજ પ્રસ્તાવો કરયો અને ઘણીજ દીલગીરી બતાવી હતી.

કુમારી—તેતો ખરૂં, પણ માહારી પ્યારી હવે તાહા રા પ્રાણનાથ અને પ્રાણલાલ આ તરફ ક ચાર સોરા આવવાનાછે, હવે માહારૂં મન સ્થીર રેહેતું નથી ને ઘણુંજ ગભરાયછે.

તારાગવરી--પ્રાણપ્રિય સખી તું આમ કળપાત શું કરવા કરે છે, હવે તાહારો સંબંધ થવાના દીવશો નજીક આવ્યા. આજ જ માહારા પ્રાણનાથે ખબર મોકલી હતી કે, હું તથા પ્રાણલાલ એક બે દીવશમાં તમારી તરફ આવીએ છીએ.

ચંદાકુમારી--હે ખબર આવી હતી, પણ પ્યારી હવે આ વાતની તને ફીકર છે.

તારાગવરી--તેની તારે કાંઈ ફીકર કરવી નહી હવે હું રજા માગુ છું. (જાય છે.)

સ્થળ તારાગવરીનું પુસ્તકાલય.

(તારાગવરી એકલી) અરેરે માહારા પ્રાણનાથનો પત્ર ગઈ પરમદાહાડે આવ્યો, તેમાં તેઓએ લખ્યું હતું કે, સુદ ૫ ને દીવશે બપોરે તમારી તરફ આવી પોચાશું પણ આજ સુદ ૭ થઈ પણ હજુ સુધી કેમ આવ્યા નહી, મને તો ઘણીજ ફીકર થાયછે કે; તેઓ કેમ હજુ સુધી નહી આવ્યા, શું માહારી મસકરી તો નહી કરી હોય, નાના એમતો હોય નહી, મને કાલેજ માહારી માશીજી મળ્યા હતા, તે પણ માહારા પ્રાણજીવણની ખબર પુછતા હતા કે હજુ સુધી કેમ નહી આવ્યા. મને પ-

ણીજ ફીકર થાય છે કે, તેઓ કેમ અટકી પડયા. કોઈ વીધન તો થયું નહી હોય, અરેરે મને બીલકુલ ચેન પડતું નથી, હે ઈશ્વર હે જગતપતી માહારા પ્રાણુનાથના જલદીથી કુશળ સમાચાર મોકલ. (એટલામાં સીડીમાં અવાજ થાય છે.)

તારાગવરી--કોણ એ આવ્યું.

ભીમજી--એતો હું ભીમજી બા.

તારાગવરી--આવો ભાઈ ભીમજી. તમારા શેઠ કાંહાં છે, અને કોણ કોણ આવ્યુંછે.

ભીમજી- ચુનીલાલભાઈ અને પ્રાણુલાલભાઈ એ બંને આવ્યા છે, ને તેતો બાહારના બાગમાં ઉતરી આરામ લે છે.

તારાગવરી--આપડે અહીયાં બંનેને બોલાવી લાવો તે ત્યાંહાં કેમ ઉતરયા છે.

ભીમજી--નારે બાસાહેબ તેતો તેઓના સગાઓને ત્યાંહાં જવાનું કેહેતા હતા, મને તો ફકત તમને ખબર કરવા તમારી પાસે મોકલ્યો છે (બા હવે રજા માગુ છું)

તારાગવરી--હા જાઓ કેહેજો કે હમણાં આવશે. (જાય છે)

ભીમજી--ભાઈસાહેબ હું બાને કહી આવ્યો.

પ્રાણલાલ--પ્રિયમીત્ર હવે હું માહારા મામાને ત્યાંહાં જઉ છું.

ચુનીલાલ--હા હું પણ માહારી માશીને ત્યાંહાં જઉ છું, સાંજરે મળજો. (સર્વે જાયછે.)

તારાગવરી--અરે પ્રાણનાથ, દંડવત કરૂં છું, આપની તબીયત સારી તો છે.

ચુનીલાલ--હા પ્રાયપ્રિય તું ખુશી તો ખરી.

તારાગવરી--હા, પણ આપના પ્રિયમિત્ર પ્રાણલાલભાઈ ક્યાંહાં ગયા.

ચુનીલાલ—તેઓ તેમના મામાને ત્યાંહાં ગયાછે, તે હમણા આવશે. (પ્રાણલાલને આવતા જોઈ) આવો મીસ્તર પ્રાણલાલ તમને તમારી ભાભી ક્યારના સંભારે છે.

પ્રાણલાલ--હાસ્તો, મોહો ઉપલું.

તારાગવરી—એમ કેમ બોલ્યા સાહેબ, આપના બોલવા ઉપરથી મને ઘણું આશ્ચર્ય લાગે છે.

પ્રાણલાલ—તમો જાણોછો કે, મારા માતપીતા કેવળ અજ્ઞાનપણાથી મારૂં વાહાણ તોફા-

ની સંશાર રૂપી સાગરમાં ઓકાવી દે-
વાનો અવસર નજદીક લાવી મુકેલો,
પણ મારા વિચાર તમો જાણોછો કે
બીન હરકતે તોફાની સમુદ્રમાં પણ
અટકે નહી એવો મારે ગુણીયલ સં-
ગી મળા વગર હું કરનાર નહી, પણ
પ્યારી તેને વાસ્તે મારા માત પીતાને
આડું અવલું સમજાવી હાલના પડતા
પંઝામાંથી મુકત થઈ આવેલો છું, મા-
ટે તમોએ ને વીશે કાંઈ પણ વિચાર
કર્યો.

નારાગવરી—પ્રિય આ વાતની તમારે કાંઈ પણ
ફીકર કરવી નહીં. ને હું તમારા યોગ્ય
કન્યાની શોધમાં છું. પરમેશ્વર કરશે
તો અહીયાંજ સંબંધ બની જશે. હવે
ગને રજા આપો ઘણો વખત થયો.
કાલ સવારે મારે ત્યાં આપ પધાર-
વાની તસદી લેશો.

બાબુલાલ અને ચુનીલાલ—બહુ સારૂ. કાલ સ-
વારના ૭ વાગે તમો મારા પાણીની

તૈયારી રાખજો.

તારાગરી—બહુ સારૂ. (જાય છે)

તારાગવરી—(દાસીને બોલાવીને) આ ચીઠી આપણા નગરમાં ચંદુલાલ શેઠને ત્યાંહાં જઈ તેમની પુત્રી ચંદાકુમારીના હાથમાં આપી તેનો જવાબ લઈ આવ.

દાસી—બહુ સારૂં, જાઊં છું. (જાય છે)

ચંદાકુમારી—(તારાગવરીની દાસીને આવતી જોઈને) કેમ કોની ચીઠી લઈ આવી છું.

દાસી—બાઈ સાહેબ આપની છે, તારાગવરી બાઈએ આપી છે માટે તે જોઈ તેનો જવાબ લખી આપો.

ચંદ કુમારી—પોતાના પુસ્તક ખાતામાં જઈ ચીઠી ફોડી વાચેછે.

બાહારી પ્રાણપ્રિય, સખી ચંદાકુમારી.

બાઈ હું ગઈ કાલ તારી તરફ આવવાને પોશાક પેહેરતી હતી, એટલામાં માહારા પ્રાણનાથ તથા પ્રાણલાલ આવવાના સમાચાર લઈ શીપાઈ આવ્યો હતો, તેથી આપની તરફ આવવાને બની આવ્યું નથી, માટે માફ કરશો,

મારા પ્રાણનાથે તેમની માસીને ત્યાં મુકામ કરયો છે, ને પ્રાણલાલે તેમના મામાને ત્યાં કરયોછે, પણ કાલ રોજ સ્વારના (છ) વાગે મારે ત્યાં આવવાનો વિચાર રાખ્યો છે, માટે તમારે કાલ રોજ સ્વારના છ વાગે મારે ત્યાં આવવાની કીપા કરશો.

મારે ને પ્રાણલાલને તમારા વાસ્તે વાતચીત થઈ છે ને તેઓને આવવાનું કારણ તેજ છે. એજ વિનંતી

અશાડશુદ ૮ લા૦ તમારી સુભેછાચછક સખી
તારાગવરીના પ્રણામ વાંચવા.

અરેરે મારી પ્રાણપ્યારી તુ મારા સારૂ ઘણો સરમ સહેછે, હું તેને નહી આવવાના કારણનો વિચાર કરતી હતી કે, તે આવ્યા વગર કદી રેહેજ નહી, પણ તેના પ્રાણનાથ આવવાના સબબથી આવી નહી. (લાવ ચીઠીનો ઉતર લખી આપું દાશી બેસી રહી હસે.) (લખે છે.)

માહારી પ્રાણપ્રિય, બેની તારાગવરી.

પ્યારી તારી ચીઠી આવી તે વાંચી જીવને ઘણોજ હરષ ઉત્પન્ન થયો છે.

બાઈ કાલ રોજ તારા નહી આવવાના કારણ વિશે વિચાર કરતાં મને ઘણોજ સંદેહ ઉત્પન્ન થયો હતો, પણ ચીઠીથી યોગ્ય કારણ જણાઈ આવ્યું.

પ્યારી હું સ્વારના પાંચ વાગતા આપની તરફ જરૂર આવીશ એજ વિનંતી.

સુદ ૮. લી૦ સુભેચ્છક સખી
ચંદાના પ્રણામ વાંચવા.

**ચંદાકુમારી**--(દાશીને બોલાવીને) લે આ ચીઠી તારાગવરીને આપજે.

**દાસી**—સારૂ બા જવું છું. (જાય છે.)

**તારાગવરી**-(દાસીને આવતી જોઈને) કેમ દાસી જાઈ આવી.

**દાસી**--હાં બેન બા, આ ચીઠી આપી છે. (આપે છે)

તારાગવરી ચીઠી વાંચી મોહોટા હર્ષથી આનંદમાં ને આનંદમાં પોતાના સાહુયનગૃહમાં જાઈ સુઈ રહી. પ્રાતઃકાળે વેહેલા ઉઠી પોતાનો રંગમેહેલ દાશીયોને બોલાવી વાશીદુ વળાવી રંગબેરંગી સારી બેસ ઉમદી સેતરંજી મંગાવી પથરાવી દીધી. આહા મુકાવવાની તૈયારી કરે છે એટલામાં ચંદાકુમારીનો રથ આવતો જોઈ મોહોટા ઉછરંગથી પોતાની સખીનો હાથ પકડી પોતાના રંગમેહેલમા લઇજાઈ ખુરશીયો ઉપર બેશી વાતચીત કરે છે, એટલામા દાસી બુમ પાડતી આવી કે બેનબા એ બેનબા પ્રાણલાલભાઈ ને ચુનીલાલ આવ્યા, આ વાત

સાંભળી ગોરોટા હર્ષથી ઉઠી બનેને નમન કરી ખુર-શી ઉપર બેસાડી બંને સખીઓ પોતાના પ્રાણનાથ સા-મા બેસી વાતચીતો તથા ગમ્મત કરવા લાગ્યા.

**પ્રાણલાલ**--(ગોરટાઓમાં તેઓ કોઈ કામને પ્રસંગે બાહાર જાય છે એટલે) કેમ તારાગવરી તમારી સાથે બેઠું હતુ એ કોણ છે.

**તારાગવરી**--કેમ સાહેબ આપ નથી પીછાનતા, એ તો આપની દાસી, અને મારી સખી ચંદાકુમારી.

**પ્રાણલાલ**--ઓહો, તમો મને જેને વાસ્તે કેહેતા હ-તા તે ચંદાકુમારી. ચંદુલાલ શેઠની પુત્રી.

**તારાગવરી**--હા સાહેબ ચંદુલાલ શેઠની પુત્રી તે તેજ.

**પ્રાણલાલ**--વારૂ ત્યારે તેઓના લગન થયા છે.

**તારાગવરી**--હજુ સુધી થયા નથી, ને તેને પણ ત-મારી પેઠે યોગ્ય પુરૂષ સાથે સંબંધ કરવાનો વિચાર છે.

**પ્રાણલાલ**--તેતો ખરૂં, પણ મારી સાથે સંબંધ ક-રવામાંતો તેના માતપીતા વાંધો લે ખરા કેમકે અમારા કુળ કરતા તેઓનું કુળ ઊંચુ છે.

તારાગવરી—તેની તમારે કાંઈ ફીકર કરવી નહીં, હું
તે વિશેનો બંદોબસ્ત કરૂં છું

પ્રાણલાલ—ઠીક ત્યારે, પણ મને તેની સાથે વાત
ચીત કરતા પ્રથમ ઘણી શરમ લાગે છે.
(પણ લાવ વિદ્યા સંબંધીની વાત ચીત
કાહાડતાં વાત થઈ જશે.)

તારાગવરી—કેમ પ્યારી ચંદાકુમારી ચાહા તેયાર
થયો હોય તો દાશીને આજ્ઞા કરો
ઉપર લાવે.

ચંદાકુમારી—(દાશીને બોલાવીને) ચાહા તૈયાર થઈ
હોય તો ઉપર લાવ.

દાશી—લાવું છું બુન બા.

ચુનીલાલ—કેમ ચંદાકુમારી શી ખબરો છે, ખુશી
તો ખરા.

ચંદાકુમારી—હા સાહેબ આપતો ખુશી.

ચુનીલાલ—હા, પણ તમો આ પ્રાણલાલની ખબર
કેમ પુછતા નથી.

ચંદાકુમારી—(હશીને) મને તેમને બોલાવતા શરમ
લાગે છે.

ચુનીલાલ—શરમને કોર મુકો, ને તમારો અભ્યાસ

ક્યાંહાં સુધી મયો છે તે આ પ્રાણલા-
લને બતાવો.

ચંદાકુમારી—(હસીને) હચો સાહેબ ક્યાં ના કહું છું.

પ્રાણલાલ—અહો મીસ્તર ચુનીલાલ તમારી પ્રિયા
કરતાં પણ, ચંદાકુમારીનો અભ્યાસ
વધે એમ છે, ને આપડા નગરમાં ઘણીજ
કન્યાઓ હુંશીયાર ગણાય છે, પણ બ-
ધી ચંદાકુમારી કરતા નિચલા દરજ્જા-
માં ખપે.

ચંદાકુમારી—સારા માણસ તેમજ રેહે. પણ મી-
સ્તર ચુનીલાલ આપના પ્રિયમીત્રનું આ-
વવું અતરે કેમ થયું છે તે દરસાવશો.

ચુનીલાલ—તેઓને આવવાનું કારણ તમારી પ્રિ-
યસખીને પુછેથી તમામ ખુલાસો થશે.

ચંદાકુમારી—માહારી પ્યારી સખીએ તે વિશેની
કેટલીક હકીકતથી વાકેફ કરી હતી. ને
હું પણ તમારા વિચારને મળતી છું.
માટે પ્રિયપ્રાણલાલને માહારી તરફથી
ખાતરી કરી આપવી. માહારા માત
પીતા તેમના કુળ વિશે બીલકુલ વાકો

લેનાર નથી. અને તેમના રૂપ ગુણથી સારીપેઠે વાકેફ થઈ છું. એટલે પ્રસંગ પડે માહારા માત પીતાને પણ જાહેર કરીશ, તો તે કદી વાંધો લેનાર નથી.

ચુનીલાલ—અરે હું તમારા આવા વિચાર જોઈ ઘણો ખુશી છું. અને તમારી સાથે સંબંધ થવામાં પ્રાણલાલનો સંપુરણ વિચારછે. ને જ્યારથી તમારી મનહર છબી જોઈ ત્યારથી તેઓનુ દીલ બીલકુલ કહ્યું કરતુ નોહોતું, ને તે વિશે મને તમારી સાથે વાત કરવા સૌઅવેલું પણ હતું.

( એટલામાં પ્રાણલાલને આવતા જોઈને)પ્રિય ચંદાકુમારી આ કોણ આવ્યું.

ચંદ કુમારી—(નિચુ જોઈ હસ્તે મોહોડે) તમો કોહોતે.

ચુનીલાલ—હું તો કહું છું કે, તમારા પ્રાણનાથ.

ચંદાકુમારી—તમારી મરજી તેમ છે તો હું પણ તેઓની અર્ધાંગના થવાને ઘણીજ ખુશીછું.

પ્રાણલાલ—વાહ મીસ્તર ચુનીલાલ તમો એતો આજથી ચંદાકુમારી સાથે લગ્ન કરી દીધાં તો.

ચંદાકુમારી—( તારાગવરીને આવતી જોઈને; કેમ બહેન, તારા પ્રાણનાથે તો મારૂં પ્રાણલાલ સાથે આજથીજ પ્રાણ (પપનું વિશેષણ જોડી દીધુંને.

તારાગવરી—સાબાસ આ વાત સાંભળી હું ઘણીજ ખુશી થઈ (દાસી પાસે સાકર મગાવી વેહેંચે છે.)

ચુનીલાલ અને પ્રાણલાલ—કેમ હવે અમને રજા છે બંહુ વખત થયો.

બંને સખીયેઃ—પધારો સાહેબ. (જાય છે)

ચંદાકુમારી—કેમ પ્યારી સખી આ વાત તને ગમીકેની.

તારાગવરી—અરે મારી પ્રાણ પ્રિય સખી આ વાત સાંભળી મને એટલો તો હર્ષ થયો કે, આ વખત તેનું વર્ણન કરવાને પણ અશકત છું.

ચંદાકુમારી—કેમ પ્યારી હવે રજા છે.

તારાગવરી—હા જાવ વળી કાલ પધારજો(જાયછે.)

સ્થળ ચંદાકુમારીની પુસ્તકાલયમાં એકલી સાખી.

પતિ મારો થશે પ્રાણલાલરે, હાર ઉરતણો એ,

ઘડી સુખની આવશે કાલરે, હાર ઉરતણો એ.
જગદીશે મને મેળવી, જુગતે જુગતી જોડ;
કરૂણા સીંધુએ કરયા, સકળ પુરા મુજ કોડરે.
હાર ઉરતણોરે. ૧
પ્યારો મારો શું થશે, પ્રાણલાલ એ આપ;
હાથેવાળો મેળવીસ, ત્યારે શારે રે'શે સંતાપરે;
હાર ઉરતણોરે ૨
ચંદન તરૂને જ્યાહરે, લપટાઉ નાગરવેલ;
સુખની શોભા થી રહી, ત્યોર વરશે કસુમ વેલ.
હાર ઉરતણોરે ૩
ઈશ્વર સાહ થઈ અને, પાડો પારજ કામ;
દીન દયા નિધી દાસનો, તુતો વીશ્વ તણોછે વીરામરે.
હાર ઉરતણોરે. ૪
અછો ગરયો એ છે ભલો, રૂપે રંગ અનંગ;
જોડું ત્યારે સોભશે, જેમ કંચન વાટીમા નંગરે.
હાર ઉરતણોરે. ૫
કરીશ પ્યારા સાથ હું, કરિશ મજાની વાત;
તારાભવરી તુજ ભલું, કહું થાજો સકળ દીન રાતરે.
હાર ઉરતણોરે. ૬
ક્યારે પ્યારો આવશે, દીવશ સોહલા જાય;

ક્યારે પલંગમાં પોઢશી, હું તે ક્યારે ઢોળીસ વાયરે.

હાર ઉર તણોરે. ૭

નાવલીયો નણદી વીરો, પ્રાણલાલ મુજ નાથ;

અહર્નીયે પાણી માહરો, ત્યારે કે'વાની શી રહી વાતરે,

હાર ઉર તણોરે. ૮

સખી તારાગવરી ચતુર, ચીત્રલેખાની હાર;

ઓખા માફક આણીયો, મન ગમતો ભરથારરે.

હાર ઉર તણોરે. ૯

વિદ્યા વાદ વિનોદની, થશે વાત જે વાર;

મઝા કેહવી ત્યારરે, જ્યારે ઉડશે પ્હાર વીહારરે.

હાર ઉર તણોરે. ૧૦

હરશ હરશ હરખાઈ રહ્યો, આનંદ ઉર ન માય;

પ્રેમ તણાં આંસુ પડે, શુકન મંગળ થાયરે.

હાર ઉર તણોરે. ૧૧.

ક્યારે હાથ ગ્રહે પતી, પ્રાણલાલ મુજ પ્રિય;

આકુળ વ્યાકુળ ગાભરી, હુંતો થઈરે અતીશે યરે.

હાર ઉર તણોરે. ૧૨

અરેરે, આ રત્ન જ્યારે માહારા હાથ આવે ત્યારે માહારા ભાગ્યનો કાંઈ પાર, પણ આ શા કામની વાત! આ તો હજુ બાળકોના ખેલ જેવુ છે એ પોતેતો મને

તનમનથી ચાહે છે, પણ કેમ જાણ્યું કે તેમના માત પીતા એમને માહારી સાથે પરણાવશે. અરેરે એ પ્રિયકર છબી મારા હૃદયમાં સજડ જડાઇ ગઇ છે. શું કરૂં મારો કાંઇ ઇલાજ નથી. મારા માત પીતા આ વાત જાણે તો તરત સંબંધ કરશે. પણ તેમના માત પીતાનો વિશ્વાસ પડતો નથી.

પ્રાણલાલ અને ચુનીલાલ પોતાના સ્વદેશ. તરફ ગયા. એટલે.

# પ્રકરણ ૩જું.

શ્રાવણ માસ હતો, અને ભીમેશ્વર મહાદેવનો મેળો હતો, તેથી રાજમાર્ગમાં ભારે આનંદી ગરબડાટ થઇ રહી હતી. રંગબેરંગી નાના પ્રકારના સુશોભીત કસબી તોરાવાળી પાઘડીઓ પેહેરી સહીત વસ્ત્રોથી સોભતા તથા ખુશબોદાર અત્તરના ભભુકા મારતા મનુષ્ય આવજાવ કરતા હતા. ગાડી ઘોડા દોડાદોડ કરી ગણગણાટ થઇ રહ્યો હતો. આવી રીતનો બનાવ જોઇ અંબાકુમારીએ પોતાના બાગમા જવાનું નિશ્ચે કરી તારાગવરીને બો-

લાવવા સારૂ ચીઠી લખી આપવા પોતાના પુસ્તકાલયમાં જઈ લખે છે કે.

માહારી પ્રિય સખી, તારાગવરી.

આજ રાજા ભીમેસ્વર માહેવનો મેળો છે તેથી આપણા બાગમાં રસોઈ કરાવવાને દાશીને વરધી આપી આગળ મોકલી છે, માટે ત્પારી તાહારે સાંજના ચાર વાગે અત્રે આવવું.

શ્રાવણ વદ ૧૪ . લી૦ આપની આજ્ઞાકીત શેવક

ચંદાકુમારી.

ચંદાકુમારી—(દાસીને બોલાવીને) લે આ ચીઠી તારાગવરીને જઈને આપ, ને કેહેજે કે ચાર વાગે તમને બોલાવ્યાં છે.

દાસી--(ચીઠી લઈને) બહુ સારૂ. (જાય છે.)

તારાગવરી--(ચંદાકુમારીની દાશીને આવતી જોઈને) કેમ દાસી ક્યાંથી આવી.

દાસી--બેને તમને ચીઠી આપવા મોકલીછે (આપે છે) ને કહું છે કે ચાર વાગે વેહેલા આવજો.

તારાગવરી—બહુ સારૂ કેહેજે કે ચાર વાગે આવશું.

દાસી—સારૂ જાઊં છું.

ચંદાકુમારી--કેમ દાસી આપી આવી.

દાસી--હા બા આપી આવી ને ચાર વાગે આવશે.

ચંદુલાલનું સહુયનગ્રહ.

ચંદુલાલ પોતાના સયનગ્રહમાં આરામ ખુરશી ઉપર બેશી પોતાના મન સાથે વિચાર કરેછે કે, અહો ઈશ્વર તાહારી ગતી તો ન્યારીજ છે, અને તાહારા અપાર ડાહાપણવડે તરણાનો મેરૂ, મેરૂનું તરણું. રાજાનો રાંક ને રાંકનો રાજા, દુખનું સુખ ને સુખનું દુખ કરવાને શક્તિમાન છું. અરે હું કેવો ભાગ્યહીન હતો, કે માહારી સાઠ વર્ષની ઉમર થયેલી ત્યાં સુધી મને એક છોકરી સિવાય પુત્રની પ્રાપ્તિ થયેલી નહી ને આ વખતે માહારા વૃદ્ધની દયા જાણી માહારા મોહો આગળ બે બાળકો રમતા કરયાં, તેમા ચંદાકુમારીનું મધુર બોલવું ને ડાહાપણ જોઈ મને ઘણો હર્ષ થાય છે, ને જે દીવસથી પ્યારી ચંદાકુમારીનો જન્મ થયો ત્યારથી માહારી દશા દીવશે દીવશે સુધરતી આવેછે. હવે પ્રાણપ્યારી પુત્રીની ઉમર લગ્ન કરવા યોગ્ય થઈ, તે વાસ્તે યોગ્ય વરની ઘણી ખોળ કરી પણ, પ્યારીના યોગ્ય સંબંધ ક્યાંહાં કરવો તે માહારી નજરમાં બીલકુલ આવતું નથી. એટલામાં ચંદ્રાવળી આવી.

ચંદ્રાવળી—અરે માહારા પ્રાણપ્રિય આજ તમારા મુખારવિંદ ઉપરથી સાફ માલમ પડેછે કે, આપ કાંઈ ઉંડા વિચારમાં છો. માટે તમારા સઘળા વિચાર આપની અર્ધાંગનાને કહી સાનત પમાડશો.

ચંદુલાલ—અરે માહારી પ્રાણપ્રિય! હું આપણી પ્યારી પુત્રી ચંદાકુમારીના સંબંધના વિચાર કરતો હતો કે પ્યારી પુત્રી હવે યોગ્ય ઉમરે પોંહો એટલે તેના લગ્ન કરવાં પણ પ્રિય તેના સંબંધનું યોગ્ય ઠેકાણું માહારી નજરમાં એકે આવતુ નથી, એ વિચારમા પડ્યો છું.

ચંદ્રાવળી—ત્યારે આપણા નગરના કપુતસાનો છોકરા સાથે સંબંધ કર્યો હોયતો કેવું. પણ જરા રૂપ ગુણમાં ઉતરતો છે.

ચંદુલાલ—માહારી પ્યારી તે છોકરો તો બીલકુલ ભણેલો નથી, એટલે તેની સાથે તો નહીંજ.

ચંદ્રાવળી—ત્યારે વિરનગરના નગરશેઠ હરગોવનદાસનો છોકરો સારો છે, એ તમારી નજરમાં આવશે.

ચંદુલાલ--તે પણ નહી, તેમાં જરા ગાંડછા ને વળી ભણેલો નહી, એટલે કેમ થાય.

ચંદ્રાવળી--ત્યારે, તે શિવાય તો મારી નજરમાં એકે આવતો નથી.

ચંદુલાલ--(થોડીવાર વિચારીને) પ્યારી માહારી નજરમાં પ્રાણનગરના પ્રેમાનંદ શેઠનો છોકરો પ્રાણલાલ આવેછે. તે સર્વ વાતે રૂપ ગુણ અને વિદ્યામાં પણ ઘણોજ કુશળછે.

ચંદ્રાવળી--અલબત, સંદાકુમારીને ને તેને જરૂર મળતી આવે તેમાં સંસય નહી. પણ જરા કુળનાં નીચા છેતો.

ચંદુલાલ--વાહ, હજુ સુધી તાહારામાં કુળનું અભીમાન રહેલું દેખાય છે, પણ વિચાર કરતી નથી. કે આજને સમે કુળવાન જોવો એ વ્યર્થ ફકત જ્ઞાની અને વિદ્વાન હોય એટલે બસ છે વિદ્યાથી કુળ ઉંચુ નથી.

ચંદ્રાવળી--માહારા પ્યારાસાહેબ હું, કુળનો અભીમાન બીલકુલ રાખતી નથી, પણ લોકરીવાજ પ્રમાણે કરવું જોઈએ.

ચંદુલાલ--કાંઈ ફીકર નહી. માહારો વિચાર ત્યા-

હાંજ કરવાનો છે, પણ લાવ કાગળ ખ-
ડીયો પ્રાણલાલની મરજી પુછવા સારૂ પ્રિ
યમીત્ર હીરાલાલને પ્રાણનગર કાગલ લખું.

ચંદ્રાવળી—હયો સાહેબ (કાગળ અને ખડીયો આ-
પે છે.)

ચંદુલાલ—(હીરાલાલ ઉપર કાગળ લખે છે)

માહારા પ્રાણપ્રિય મીત્ર હીરાલાલ.

બ્યારા તમારો પત્ર ઘણા દીવશથી બીલકુલ આ-
વ્યો નથી. માટે શેવક ઉપર લખી પત્ર દ્વારે દરસનનો
લાભ આપશો.

અરે માહારા પ્રિયમત્ર આપડી સંદાકુમારીની યોગ્ય
ઉમર થઈ, એટલે સંબંધ કરવાની જરૂર, પણ બ્યારા તેને
વાસ્તે મેં ઘણો સોધ કરાવ્યો, પણ યોગ્ય સંદાકુમારી
લાયક કોઈ મળી આવતો નથી. જેકે વિચાર કરવા
ઉપરથી માલમ પડી આવ્યું કે, આપડા નગરના પ્રેમા-
નંદ શેઠનો પુત્ર પ્રાણલાલ ઘણો વિદ્વાન તેમંજ રૂપ ગુ-
ણમાં બરાબર છે એટલે બંનેને જરૂર મળતી આવશે.
માટે પ્રાણલાલને બોલાવી તેઓની મરજી પુછી વેળાસર
પત્ર લખશો. એજ વિનંતી. તાબેદાર સરખું કામ લખ-
શો. શાવણ વદ ૧૦

લી૦ આપનો સુભેચ્છક ચંદુલાલ

હુરીલાલના દંડવ્રત કબુલ કરવા.

ચંદાકુમારી તથા તારાગવરી બાગમાં જતી
વખતની શોભા.

ચંદાકુમારી અને તારાગવરી પોતાના બાગમાં જ-
વા નિકળ્યા, તે વખત ચોમાસાની રૂતુ, તેથી નાહાના પ્ર-
કારના છોડવા ખીલી રહ્યા હતા. અને જગોએ જગોએ
ઘાસની ખુબ સુરત શેત્રંજી પથરાઈ ગઈ હતી. પાસેના એ-
તરોમાં નાહાના પ્રકારના ફૂળ ફળાદીક ખીલી રહી શોભા
આપતા હતા. અને ખુસબોદાર ફુલોથી આખું વન બે-
હેકી રહ્યું હતું. ખેતરોમાં અનાજના નાહાના નાહાના
છોડ ઉગી નીકળી પવનની લેહેરોથી ડોલી રહ્યા હતા.
ખેડુત લોકો પોતાના ખેતરોમાં કામ કરી રહી દુહા
ગાતા તથા પાવા વગાડી આખુ વન ગજવી મુક્યું હતું.
બળદો લીલોતરી ચરી મગનમાં માથા ઉપર પુંછડા લઈ
દોડમ દોડા કરી તથા પોતાના ગળામા બાંધેલી ધુઘર-
માળથી ઝણઝણાટ કરી રહ્યા હતા. ભેંશો પોતાના મગનમાં
બરાડા પાડી કીચડમા આળોટયા કરતી હતી. નદી નાળા
ભરપુર થઈ પોતાના જબરા વેગથી નાસા નાશ કરતા
હતા. રસ્તાઓ કીચડથી ચીકણા થઈ ગયા તેથી ગાડા

બીલકુલ ચાલી શકતા નહી હતા. મુસાફરો ઘોડે અથ-
વા પાડા ઉપર બેશી જતા નજર આવતા હતા. બારવા
લોકો મછવા લઇ નદીમાં દોડમ દોડા કરી રહ્યા હતા.
નગરના રસ્તાઓ પણ કીચડથી એવાજ ગંદા તેથી લોકો
પાવડીયો પેહેરી ચાલતા હતા. અને ઝરમર ઝરમર વ-
રસાદ આવતો હતો, તેથી લોકો કીમતી રંગ બેરંગી
છત્રીયો, કામળીયો, અને ગુધીગો ઓઢી ફરતા માલમ
પડતા હતા. છોકરાઓ કાગળોના વાહાણ કરી વેહેળા-
ઓમાં તરતા મુકી મોહોટા હર્ષથી કુદંમ કુદા કરી રહ્યા
હતા. દુકાનદારો તથા રસ્તે જતા માણસો કોઇને લપશી
ગએલા જોઇ બુમા બુમ કરી મુકતા હતા, અને તેની ઠ
ઠોલાવી પડનાર માણસને ભુંડો પાડતા હતા.

આ સરવે વ્રતાંત જોઇ, ચંદ્રાકુમારીનું મન એકા
એક ભરાઇ આવી પોતાના બાગની અંદર દ્રાક્ષના માં-
ડવા નીચેની બેઠક ઉપર પોતાના પગ હલાવી તારાગ-
વરીને રસોઇખાનામાં જવાની આજ્ઞા કરી. આ વખત
બીચારી ચંદ્રાકુમારીનું આખુ શરીર કામથી વ્યાપક હ-
તું. તેનું આખુ શરીર કામદેવની પીડાથી બળતુ હતું.
અને તેની હરેક નસમાં કામથી ભળું પચેલું લોહી વે-
હેતું, હતું ને તેની આંખ્યો કામવિકારથી ચળકી રહી હતી;

અને તેના સઘળા વિચાર તે વિશય ઉપર દોડ્યા ક-
રતા હતા. બાગમાં મંદમંદ સિતળ વાયુ આવતો હતો,
તેથી તેના કામનો અગ્ની નરમ પડવાને બદલે વધારે
વધારે જાગરૂત થતો હતો. નાહાના પ્રકારના ફુલોની સ-
હેરો પવન સાથે આવતી તેથી મંદમાં વધારો થતો, ત-
થા ઈંદ્રિ સુખના ભોગ ઉકળી ઊભા થઈ આવતા.
વાદળીયો આકાશમાં દોડાદોડ કરતી હતી, અને તે ઉ-
પરથી તેઓના પ્રિયનો સંદેસો લાવે છે, એવો અનુમાન
થતો, અથવા તેઓના પ્રિયને મળવા દોડાદોડ કરતી હ-
તી. અરે આરાસુરી દીનદયાળી તેં પણ મને આ વા-
દળીઓ તથા પક્ષીના જેવી ગતી આપી હોત તો, હું પ-
ણ મારા પ્રાણપ્રિયનો મેળાપ કરી વાપેલા કામને સા-
નત પમાડત. (કેહેવત છે કે જેની આંખમાં કમળો
થયો હોય તે સર્વે પીળુંજ દેખે તેમ જેની આંખમાં
કામનો વિશય ભરાયો તે સર્વેને કામાતુર દેખે) તેમ
આ ચંદાકુમારીએ કરવા માંડ્યું છે ને કેહે છે કે કેતકી-
ના ફુલની આગળ પાછળ ભમરા ઉડી ગુંજાર કરતા, અને
તેઓમાંથી મધુર રસ ચુશા કરતા, એ ભમરા જેવું કોઈ
ભાગી નથી, ને પોતાની પ્રાણપ્રિયાની આગળ પાછળ
ફરતા કદી થાકતા નથી, ને તેની મીઠાશ ચાખતા કદી

ખરાતા નથી. ને હું કેવી અભાગણી કે માહારો પ્રાણ-
પ્રિય દુર પડ્યો, અને તેના દરસન પણ દુરલભ. અરે કે-
તકીચો તમો માહારા કરતાં અત્યંત ભાગશાળી છો કે,
તમારા પ્રાણનાથ તમને મુકી જરા પણ દુર રેહેતા નથી.
અરેરે આ વેલા રૂપી સ્ત્રી પોતાના પતી રૂપી વૃક્ષને ચુ-
ડ ભેરાવી કેવી બાઝી રહી છે, તાણું છું પણ બીજકુલ
વછુટતી પણ નથી. આ વખત માહારો પ્રાણપ્રિય હોત
તો હું પણ આ વેલાની માફક હાથના પંજાથી ચુડ
ભિડાવી દેત. અરે આ મોરો પોતાના રંગ બેરંગી શો-
ભાયમાન પીંછા ફફાળી નાચી રહી પોતાના મધુર સ્વ-
રથી ટહુકા કરી રહ્યા છે, અને તેની ખુશખબતીની
મજા લેનાર ઢેલો તેના જેવી રૂપાળી તો નહીં, પણ જેવી
તેવી તેની પાછળ પાછળી ફરી રહી છે. જ્યારે આવી ક-
દરૂપ સ્ત્રીઓ ઢેલ માદાને આવો રૂપાળો પુરૂષ ગમન
અને રમુજ કરે, ત્યારે ચંદાકુમારીએ તેવી રીતનો બનાવ
જોઈ પોતાની આખમાં અહેખાઈ ના આવેશ આવતા
હતા. ને તેમજ પાસેની ઝાડીમાંથી પપાઈયા પ્યુકાર પો-
કારી રહ્યા હતા. કોયલના મધુર સ્વર સાંભળી ચંદાકુ-
મારીને કામ બાણના ભાલા મારતા હતા. ગુલાબ, મો-
ગરા, જુઈ, ચંપા, ચંબેલી વિગેરે વનસપતી ઉપર ભ-

શારૂં કરશે.

ચંદાકુમારી—ઠીક,પણ ત્યારે સખી પેલું કોઇતું કો ણ આપણી વાડી તરફ આવે છે.

તારાગવરી—(દરવાજા આગળ જઇને) કેમ ભાઇ કોનું કામ છે ને કયાંથી આવ્યા છો.

જાસુદ—કેમ બા ચંદુલાલ શેઠની વાડી આકે.

તારાગવરી—હા આ, શું કામ છે.

જાસુદ—હું પ્રાણનગરથી પ્રાણલાલ શેઠનો કાગળ લઇ આવ્યો છું, ને ચંદાકુમારીને આપવાનો છે. કેમ તમારૂં નામ ચંદાકુમારી.

તારાગવરી—પ્રાણનગરથી આવ્યા છો અને પ્રાણલાલે પત્ર મોકલ્યો છે, ચાલો મારી સાથે.

જાસુદ—હા બાસાબ, પ્રાણનગરથી આવ્યો છું.

તારાગવરી—(જાસુદને તેડી ચંદાકુમારી તરફ જાય છે) બેન ચંદાકુમારી પ્રાણનગરથી પ્રાણલાલનો પત્ર લઇ જાસુદ આવ્યો છે.

ચંદાકુમારી—(એકદમ ચકીત થઇને) ક્યાં છે જાસુદ.

તારાગવરી—આ આવ્યો.

ચંદાકુમારી—(જાસુદને પાસે બોલાવીને) કેમ તમે

પ્રાણનગરથી આવ્યા છો.

જાસુદ—હા બાસાબ.

ચંદાકુમારી—પત્ર ક્યાં છે લાવો.

જાસુદ—(કોથળીમાંથી કાહાડીને) લ્યો આ પત્ર.

ચંદાકુમારી—બેહેન તારાગવરી આ જાસુદ ભુખ્યો હશે તેને ખાવાની તજવીજ કરવા દાસીને સુપ્રત કરી આવો.

તારાગવરી—(જાસુદને તેડીને) સારૂ (દાસી પાસે જઈને) દાસી આ માણસને ખાવા આપો.

દાસી—લ્યો બાસાહેબ આપુછું. પણ તે ક્યાંહાથી આવ્યા છે.

તારાગવરી—અમારે સાસરેથી પત્ર લઈ આવ્યા છે. (જાય છે.)

ચંદાકુમારી—ઓહોટા હરખથી પત્ર ફોડી વાંચે છે.

પ્રાણપ્રિય ચંદાકુમારી.

અરે માહારી પ્યારી મેં તાહારી પ્રથમની કબુલાત પ્રમાણે પ્રાણપ્રિયનું યોગ્ય વિશેષણ જોડેલું છે, તેથી તમને આશ્ચર્ય લાગ્યા વગર રેહેશેજ નહી.

અરે માહારી પ્રાણપ્રિય માહારા માત પીતા મા-

હારૂં વાહાણ દુઃખદરિયામાં જુકાવી દેવાની તૈયારીમા હતા. પણ પ્રિય મીત્ર ચુનીલાલની સાહ્યતાથી હાલમાં મોકુફ રાખ્યું છે, પણ આ દુનિયાના સુખને વાસ્તે મનુષ્યનું જોડું બંધાવવાનો ઘણીજ જરૂર છે. હું કોણ અને માહારી સ્થિતી કેવી છે. તેતો તમે જાણો છો, એટલે તે વિશે જાદે લખી તસદી આપવી દુરસ્ત ધારતો નથી. ફક્ત એટલુંજ જાણાવું છું કે ઇશ્વરી કૃપાથી હું સર્વ વાતે સુખી છું, તેથી મેં આટલા દીવશ વિદ્યા મેળવવાની મ.હારાથી બનતી કોશીસો કરી અને જ્ઞાન રૂપી નીર્મળ ઝરો સર્વને વાસ્તે ખુલ્લો છે તેમાથી માહારી શકતી પ્રમાણે લાભ લીધો છે, અને તેના આશ્રયથી માહારા કુટુંબનું ભરણ પોષણ કરી શકુ એટલી માહારામાં શકતી છે, પૈશા મેળવવાના રસ્તા ઘણા છે, કેટલાએકોને પુરતા સાધન હતા નથી, તેથી તેઓને લાચારીથી પરસ્વાધીનપણામાં રેહેવું પડછે. મને પરસ્વાધીનપણું બીલકુલ પસન નથી, એટલે માહારા પીતાની દુકાનનું કામ માહારે માથે લેવા પ્રયત્ન કરૂં છું. માહારા પીતા હવે પુકત ઉમરના થયા, એટલે તેમનાથી દુકાનનું કામ બીલકુલ ચલાવી શકે તેમ નથી. અને હું તેની ખટપટમાંજ પડ્યો છું.

સંસાર રૂપી સમુદ્રના કીનારા ઉપર ઉભા રહી બીજાઓના વાહાણ ચાલતા જોયા કરતો, તે ઉપરથી માહારા જાણવામાં આવ્યું કે, જેને ગુણીયલ સખી મળે તો તેનું વાહાણ બીનહરકતે ચાલ્યું જતું હતું. માહારૂં વાહાણ તોફાની સંસાર સાગરમાં જુકાવી દેવાનો અવસર મારા માતપીતાએ નજીક લાવી મુકયો હતો. પણ મીત્ર ચુનીલાલની મેહેનતથી અટકાવી રાખ્યોછે. મારા માતપીતાના વિચારને હું બીલકુલ મળતો નથી. ને મને જ્યાં સુધી માહારો સાથી ગુણીયલ મળ્યો નથી ત્યાં સુધી હું સંસાર સાગરમાં ઉતરવાનો નથી. મેં ઘણાં બાગ જોયાં પણ એકે ઠેકાણે માહારૂં દીલ લાગતું નથી, માટે પ્યારી મારી આટ તમારા શિવાય બીજા કોઇથી પુરી પડી શકે તેમ નથી. હું ઇશ્વર પાસે માગુ છું કે માહારી ઉમેદ બર આણો.

મને આશા છે કે તમો મને નીરાસ નહી કરો, અને તમારા સર્વ સુધન વિચાર માહારી તરફેનમા ઉતારશો. અરે માહારી પ્રિયા આ પત્ર વાચી માહારી અંખોના થવાની કબુલાતનો પત્ર લખી આવેલા માણસ સાથે મોકલશો, એવો આપનો પુર્ણ ભરૂસોછે. મને જ્યાંસુધી તમારો કાગળ નહી આવે ત્યાંહા સુધી, કાંઇપણ

સુનવાનું નથી. અને તમારી દીલદાર છબી માહારા અંતઃકરણમાં સજડ જડાઈ ગઈ છે. અને તે અંદરથી શાક્ષી આપે છે. એજ માહારી વતી સૌભાગ્યવતી તારાગવરીને આસીસ કહેજો.

લી૦ તમારી ઉમેદ રાખનાર પ્રાણલાલ

પ્રેમાનંદના. આસીસ વાંચવા.

અરેરે આ હું ઊંઘુ છું કે જાગુ છું. શું મને સ્વપ્ન તો તો આવ્યું નથી. હે પ્રાણલાલ માહારા પવાની ઈચ્છા રાખે છે. વાહ આ વખત મને એટલો તો હર્ષ થાય છે કે, તેનું ધ્યાન કરવાને પણ હું અશક્ત છું. હું નોહોતી જાણતી કે પ્રિય પ્રાણલાલ માહારાજ થશે, પણ હવે માહારા હૃદયની અંદર ખાતરી થઈ કે માહારા શીવાય બીજાની સાથે પોતાનો સંબંધ કદી કરવાના નથી. વારૂ લાવ હું પણ તેઓના કાગળનો જવાબ લખી જાસુદને આપી વિદાય કરૂં.

માહારા પ્રાણપ્રિય પ્રાણલાલ.

આપનો સુબન પત્ર ચાલતા માસની તા૦ ૨૫ મીનો લખેલો આવ્યો તે વાંચી મને જે અત્યંત ખુશી વ્યાપી છે તે હું કિયા પ્રકારે બતાવું.

માહારા પ્યારાસાહેબ, આપ અતરેથી જે દિવસે

ગયા તેજ દિવસથી આપની મનહર છબી માહારા રુદયની સાથે સજડ જડાઇ ગઇ છે. તમારા દરસાવતા પેહેલાં મેં નોહોતું જાણ્યું કે, આપ મુજ ગરીબ અબળાના પશો. આપનો સુઘન પત્ર વાંચી મને અતિશંત ખુશી પ્રાપ્ત થઇ છે, તેનું બયાન કરવાને ઘણીજ અશક્ત છું.

અહો પ્રાણપ્રિય તમોએ મુજ ગરીબ અબળાના થવા કબુલત આપી તેથી મને માહારી આખી જીંદગાનીમાં સુખી કરી દીધી. હું નોહોતી જાણતી કે તમોએ પ્રથમ આપેલી કબુલાત પ્રમાણે પળો. વાહઃ પ્રાણપ્રિય તમારા જેવા વચનબંધી આ દુનિયામાં માહારા જોવામાં બીલકુલ આવ્યા નથી. મેં પ્રથમથી નિશ્ચે કરી સૌભાગ્યવતિ તારાગવરીને કહેલું કે માહારો સંબંધ પ્રિય પ્રાણલાલ સાથે થાય તોજ કરવો, નહી તો કુંવારા રેહેવું સત્ય.

"અરે પ્રિય જ્ઞાની ગમે તેવી સ્થિતીમાં હોય પણ તે સુખીયો ગણાય. તમને તમારા જ્ઞાનથી આ લાભ મળે અથવા એ વર્ગમા તમારી ગણતરી થાય એમાં કાંઇ નવાઇ નથી, પણ ઈશ્વર કૃપાથી તમો સર્વ વાતે સુખી છો, એટમે તે વિશેના કાંઇ પણ વાંધો રહ્યો ન-

હી. અહોહો સુખેદ તમારા જ્ઞાન શિવાય બીજુ માારી પાસે ના હોય તો શું થયું. જ્ઞાન એ સર્વોતમ છે, એની સરકારી સર્વના ઉપર છે. મુર્ખની સાથે જોડાઈને બીજા પ્રકારના સુખને શ્રેષ્ટ ગણવા તેના કરતાં સદગુણી નો પ્યાર મેળવીને તે સુખને ધિક્કારવા એ હું વધારે પસંદ કરૂ છું. અહોહો પ્રિય તમારી વર્તણુક કાઈ વાંધો લેવા યોગ્ય કોઈ દીવસ થવાની નહી, એટલે માહારે એ વિષેની ફીકર કરવાની અગત્ય રહી નથી,

આ કામમાં માહારા પ્યારા માત પીતા કદી વાંધો લેવાના નથી, ને તેમની નજરમાં તમારા શીવાય બીજો પુરૂષ નજરમાં આવતો પણ નથી. માહારા પ્યારા પીતાએ આજ રોજ તમારી મરજી પુછવા સારૂ તેઓના પ્રિયમીત્ર હીરાલાલ ઉપર પત્ર આપણા નગરમાં લખેલો છે, એટલે તમારી સંપુરણ ખાતરી થશે,

માહારી વતી પ્રિય ચુનીલાલને દંડવત કેહેરા એજ વિનંતી. શ્રાવણ વદ ૧૪.

લી૦ આપની ઉમેદ રાખનાર દાશી

અંબાકુમારીના દંડવત કબુલ કરશો.

અંબાકુમારી—(તારાગવરીને સાદ કરીને) પ્યારી સખી આ લે પત્ર, જાસુદને આપી

વિદાય કરે.

તારાગવરી-(પત્ર હાથમાં લઈને) જાસુદ લ્યો આ કાગળ પ્રાણજીવનના હાથમાં આપજો.

જાસુદ બહું સારૂ, લઈ જાય છે. (જાય છે.)

સ્થળ બાગમાં રસોઈખાનું.

દાશીએ નાહાના પ્રકારના પદાર્થો તૈયાર કરી રંગ બરંગી આશપાશ વેસો ચાતરી રૂપાની ફુદડીચોવાળા મોહોટા શીસમના બાજઠ તથા જળપાત્રને સારૂ રૂ-પેરી લોટા ચકચકાટ કરી મુકી દીધા હતા. સર્વ ઠેકાણે સુગંધીદાર ધુપોથી આખો રંગમેહેલ ધમધમી રહ્યો હ-તો. ને ખુશબોદાર ફુલોની ઝાબા ભરી સુગંધીને વાસ્તે ચાર તરફ મુકી દીધી હતી. મુખવાસને સારૂ રૂપાના થાળમા બીડા તૈયાર કરી મુક્યા હતા. ચંદાકુમારી તથા તારાગવરી આવી હાથ પગ ધોઈ બાજઠો ઉપર બેઠી, એટલે દાશીએ રૂપાના થાળમા નાહાના પ્રકારના પદાર્થો પુરી, લાવી મુકી દીધા. ભોજન કરી રહ્યા પછી મુખવાસ કરી આમથી તેમ ફરી પોતાના બાગમા નદી કીનારા ઉપર ખુરશીચો નાખી દેવરાવી, એટલે બંને સખીચો ન-દીની હવા ખાવા બેઠી. આ વખત શ્રાવણ મહીનાના

દાવથી તેથી નદીયોં ભરપુર રેહેતી હતી. ને વખતે વ-ખત મોહોટા મોજા આવતા હતા.

ચંદાકુમારી નદીના મોજાની મઝા જોતી આમ તેમ ફરતી હતી. એટલામાં તેનો પગ અચાનક ખસી જવાથી એકદંમ નદીમાં પડી પુરના જોસમાં ચાલી ગઇ.

તારાગવરી પોતાની પ્રિય સખીને નદીમાં પડતી જોઇ ખુમરાન કરી મુકી, પોકેપોક રોવા લાગી એટલામાં પાસેના ખેતરોમાંથી તથા બાગમાંથી માણસો દોડતા આવી જટો જટ લુગડાં ઉતારી નદીમાં ચંદાકુમારીની ભાલને વાસ્તે પડ્યા પણ પોતાની મેહેનત વ્યર્થ ગઇ, અરેરે!! આ શો ગજબ ઓ મારી પ્રિય સખી મારા દીવસ શી રીતે જશે હાયહાયરે!! મારા બાપ હવે શું કરૂં મનેતો કાંઇ સુજતું નથી.

રાગ વણઝારાનો.

ક્યાં સખી મારી જતી રહી, પ્રાણ પ્યારીરે,
હવે શોરે કરૂં ઉપાય, ચંદાકુમારીરે;
કામ પાણીમાં શુંરે હતું, પ્રાણ પ્યારીરે,
શાંત ચીત શેણે કરી થાય, ચંદાકુમારીરે. ૧
સમજુ અને શાણી હતી, પ્રાણ પ્યારીરે,
પ્રવીણને ચાતુર, ચંદાકુમારીરે.

કેમ કરમાઇ ગઇ વ્હાલિ આ પ્રાણ પ્યારીરે,
આવડી કેમ થઇ આતુર, ચંદાકુમારીરે. ૨
સટકી ગઇ સખી મુકીને, પ્રાણ પ્યારીરે,
દયા લાવી નહીં દીલ લેશ, ચંદાકુમારીરે;
ટળવળી મરશે મા તાહરી, પ્રાણ પ્યારીરે,
તાતની શી ગતી પરમેશ, ચંદાકુમારીરે. ૩
મનની વાતો મનમાં રહી, પ્રાણ પ્યારીરે,
ઇશ્વરનું ધારયું થાય, ચંદાકુમારીરે;
કહીશ શું કાળું મ્હો લઇ, પ્રાણ પ્યારીરે,
જ્યારે પુછશે તારી માય, ચંદાકુમારીરે. ૪

ચંદાકુમારીને અચાનક પડી તણાઇ જવાના સમાચાર તેના માત પિતાએ સાંભળા એટલે હાપહાય! ચંદાકુમારી, એટલું બોલી બંને જણ મુર્છા ખાઇ પુર્થવિ ઉપર પડ્યાં. છાતી સતબંધ થઇ ગઇ, કપાલે ઓખા આવવા લાગ્યા કેટલીએક વારે સુધીમાં આવી.

રાગ વણઝારાનો.

બેટી લાડકડી ક્યાં ગઇ, પુત્રી પ્યારીરે,
આવ ભેટ મને આ વાર, ચંદાકુમારીરે;
આંખની કીકી માહરી, પુત્રી પ્યારીરે,
મારા હૈયા તણોરે હાર, ચંદાકુમારીરે. ૧

ધડપણમા ગભરાવિને, પુત્રી પ્યારીરે,
નાંખી પળીયાની અંદર રેણ, ચંદાકુમારીરે;
કેમ જશે દીન તુજ વીના, પુત્રી પ્યારીરે,
પ્રભુ પરતે મળે નહીં લેણ, ચંદાકુમારીરે. ૨

---

તાત અતીશે વલવલે, પુત્રી પ્યારીરે,
ગઈ ક્યાં તેની ગમ નથી હાય, ચંદાકુમારીરે;
ગોઝારી એરે નદી હશે, પુત્રી પ્યારીરે,
રંક સૂતાનો નથિરે અન્યાય, ચંદાકુમારીરે. ૩
શોક રતન રોળાઈ ગયું, પુત્રી પ્યારીરે,
નીરખળ મારા કરમ નઠોર, ચંદાકુમારીરે;
કઠણ કપમે નથી ફાટતું, પુત્રી પ્યારીરે,
મારૂં કાળજુ આજ કઠોર, ચંદાકુમારીરે. ૪

અંને જાણ હાયહાયરે પ્રાણપ્યારી ચંદાનને શું થયું માહારા બાપરે!!! હવે હું કરૂં.

શીવજી—અરે માહારા પ્યારા સાહેબ તમો આવા સમજુ અને ડાહ્યા થઈ આ શું કરો છો.

ચંદુલાલ—અરે માહારા ભાઈ શીવજી, હવે માહારા દીવસ કેમ જશે. હાયહાય! એતો માહારે હૈયાનો હારઆંખની કીકીઓ અને તે-

નું આનંદી મુખાર્વિંદ જોઈ ખુશ રહેતો. અરરર!! માહારો કુટંબનો ઝળઝળતો દીવો હતો. મનેતો હવે આ હવેલીઓ ખાવા ધાશેરે મારા બાપ!!! અરે માહારા બંધવ હું શું કરૂં, હવે મને કાંઈ સુજતું નથી. અરેરે એનામા કેવું ડાહાપણ, કેવો વિવેક, અને તેનામાં કેવા સદગુણ અરે માહારી પ્યારી પુત્રી તારે આવી રીતે કરવું હતું તો, તારો અમૃતરૂપી પ્યાર શું કરવા પાયો. અરે! હાયહાયરે મારી વિયોગી પુત્રી

મંદુલાલના ઘર આગળ રડા રોળં થઈ રહી હતી. જુવાન અને વૃધ્ધ સ્ત્રીયોનું ટોળું ગોળ આકારે ફરતુ ઉભુ રહી પોતાની કોમળ છાતી, બે હાથે જોરમા અફાળતા ( કુટતા ) હતા. કઠોર અને ભ્યાનક એકયુકત સ્વરો કાહાડી આશપાશના મનુષ્યના રહૃદયમાં સેકત બાણ રૂપી ઘા વાગતા હતા. અને આખા નગરવાશીનાં મોહોમાંથી હાયકાર શબ્દ નીકળ્યા કરતાં હતાં. આ સમયે સર્વ સ્ત્રી પુરૂષોના મુખાર્વિંદ ઉપરથી ખુલ્લું માલમ પડી આવતું હતું કે, આ વખતનો વિલાપ પો-

તાના અંતઃકરણને છે. અને સર્વને સકત ધા વાગી રૂવે રૂવાં ઉભાં થતાં હતાં. ચંદ્રાકુમારીની પ્રિય મા તથા તેના મોસાળીયાની છાતીમાંથી લોહીની સુસવાતી ચાલી રહી હતી. તારાગવરી પોતાની પ્રિય સખીના દુઃખથી એકદમ પછાડ ખાવાથી તેના માથામાંથી લોહીનો પ્રવાહ ચાલી રહ્યો હતો. ચંદુલાલનું પોતાની પ્રિય પુત્રીના વિયોગથી તથા સ્ત્રીઓના વિલાપથી સકત તેમના હૃદયમાં ઘા વાગતા તેથી દીવાના જેવા બની ગયા હતા. ગમે તેવો સકત હૃદયનો પુરૂષ આ વખત હોય તોપણ તેની આખોમાથી આસુની ધારા છુટયા વગર રહેજ નહી.

આખરે ખુશીનો આનંદ જેમ ખુલી રીતે દુનિયાને બતલાવવામાં આવે છે, તે મીસાલે આ અકાળ મરત્યુનો સોક દેખાડીઆ પછી અને બેહદ પુષ્કળ છુટાપણે રડવા કુટવાથી પોતાના અંતઃકરણના આવેસ અને ઉભરા કાહાડી શાંત થયા પછી તથા એક બીજાને દિલાસો આપ્યા પછી સર્વ સ્ત્રી પુરૂષો પોતપોતાને ઘેર ગયાં. ચંદુલાલ પોતાના ઘરમાં ગયા આહાહા ઈશ્વરની કેવી અદ્દભુત લીલા છે, તરણાંનો મેરૂ ને મેરૂનું તરણું, રાંકનો રાજા ને રાજાનો રાંક, દુખીનો સુખી ને સુખી-

નો દુઃખી તારા અપાર આક્રાંણુ વડે કરેછે, મનુષ્યને ખ-
બર નથી કે ઘડી પછી શુ થશે.

નગરવાસી લોકોએ ચંદાકુમારીનું અકાળ મરણ્ણું
થવાથી ચઉટે ચઉટે, ચકલે ચકલે, મોહોલે મોહોલે, અને
શેરીએ શેરીએ સર્વના મોહોમાંથી ચંદાકુમારીના મરણ-
થી વિલાપ કરતા સોકાતુર બેઠા હતા. બજાર પોતાની
ભરજુવાની દેખાડી ખુશ રાખતું હતું તે પ્રિય ચંદાના
મરણથી સોકાતુર થઈ વૃધ્ધપણું લઈ બેઠું હતું. દરબારો
બંધ હતા તેમજ વેહેપાર રોજગાર બંધ કરી મનુષ્ય
માત્ર સોક કરતું બેઠું હતું.

ચંદુલાલ—(પોતાની પ્રિયને ઘણુંજ કલ્પાંત કરતી
જોઈ) અરે માહારી પ્રિય તાહારા વીલાપ
અને કલ્પાંત જોઈ માહારૂ હૃદય ઘ-
ણુંજ ભરાઈ આવે છે, પ્રમેશ્વરે આપણા
ઉપર દુઃખ પાડવામાં કાંઈ બાકી રાખી
નથી, ને પ્યારી પુત્રી હરદંમ સાંભરી
આવી શરીરમાંથી દુઃખ રૂપી મોહોટા
જોસ્સા આની વિલાપ રૂપી વાહાણમ બે-
સારે છે, પણ પ્રિય સઘળું વ્યર્થ છે. ને
પ્રિય પુત્રીનું મોહો હવે દેખનાર નથી.

માંટે પ્યારી તાહારો સર્વ શોક દુર કરી ઈશ્વર ભજન કર. નહીંતો તાહારા શરી-રમાં શોકથી ઘણું નુકશાન થશે, ને તે વિશેં ડાકતર તથા ગ્નાની પુરૂષો આવી નિ-ર્દય ચાલને ધીક્કારી કેહે છે, કે રોવા કુ-ટવા અને દીલગીરીથી મનુષ્ય માત્રની ધાત ખીણ થાયછે. કાન અને આંખ્યની વચ્ચેના ડુક્કા હોયછે તેમા લોહીના ભા-ગમાંથી પાણીનો ભાગ તથા કેટલોક ખાર જુદા પડે છે. એ ખારૂ પાણી આંખ્ય વાટે નીકળે છે તેને આસુ કહીયે છીએ. ભય, ગુસ્સો, પ્યાર, સુર એકદમ ગભરાટ ગજા શીવાય બળ કરવું, અને શોક વગેરેથી આપણા શરીરમાં લોહીના ફરવાની ગતીમાં ઘણીજ ફેરફારી થાય છે. એ લોહી એકા એક ઉકળી જાયછે ને વધારે દોડ કરે છે. આંખ્યોની વાટેજ પા-ણી નીકળી જાય છે તેની ધાત ધાત પણ હોકત આંસુ રૂપે નીકળી જાયછે. તેમજ કુટવાથી પ્રથમ છાતીમાં લાલ ચોળ જેવા

ચાઠા પડી જઈ આખરે તે ચામડી કા-
ળી થઈ જાયછે. હાથે પણ આટણ પડે
છે. અરે માહારી વ્પારી આવી રીતે
કરવાથી કમળ ઊંધુ થઈ જાય છે. પી-
સાબમાં બીગાડો થઈ બંધ થાય છે. ગ-
રભવાળી સ્ત્રીને આવી રીતે કરવાથી ગ-
રભ નાશ થઈ જાય છે. શરીરને ભારે
નુકશાન થાય છે. છાતીની આશપાશની
જગોએ લોહી વેહેવાની ગતી બંધ થાય
છે. નસો જકડાઈ જાય છે. એટલે ફકત
બીજી નસોમાંથી ફરવાનો લોહી મારગ
કરેછે. તેથી બરાબર યોગ્ય રીતે લોહી ફરી
શકતું નથી. તેથી લોહી ખરાબ થઈ આ-
ખા શરીરમાં પસરે છે. ગડ ગુમડા સો-
જા, રસવિકાર, અજીરણ અને ઝાહાડો
ખુલાસે નહી આવવો વિગેરે વ્યાધીથઈ
તરત તે રોગ સ્ત્રીના સ્તનમાં પ્રવેશ કરે
છે, તેથી ધાવતા બાળકો બીનકઉવતવાન
પિનદરોગી તથા હરેક વ્યાધીવાળા થાય
છે. અરે માહારી વ્પારી સરીરને અને

મનને ઘણોજ સંબંધ છે. શરીરના રો-
ગથી મન બગડે છે અને મનના દરદથી
શરીર ક્ષિણ થાય છે. અને બંને બગડ-
વાથી મૃત્યુ થાય છે. ભુખ્યા હોઈએ
છીએ તો કાંઈ કામ સુજતું નથી, વિ-
ચાર કરી શકાતો નથી, મંદવાડમાં બુધ્ધિ
ઘટે છે. સમરણ શક્તી કમ થાય છે.
દીલગીરી, ફીકર, અદેખાઈ ઈત્યાદિક મ-
નના જોસ્સાથી તેની વ્રતી ફરી જાય છે,
તેથી શરીરમાં વ્યાધી ઉત્પન્ન થાય છે.
સરીરના રોગના ઉપાય સૈનથી મળી
આવે પણ આયુષ વધારવાના ઉપાય ક-
રનાર કોઈ શકતીવાન નથી. માટે તાહારો
શોક છોડી દઈ ઈશ્વર ભગતી કરી તા-
હારા જીવનું કલ્યાણ કર.

ચંદ્રાવળી—અરે માહારાં પ્રાણપ્રિય હું સઘળું સમ-
જુ છુંકે મારી પ્યારી પુત્રીનું મુખારવિંદ
કદી દેખનાર નથી. તેથી શોક કરવો વ્ય-
ર્થ છે પણ પ્રિય માહારૂં મન હરદમ શા-
ણી પુત્રીના રૂપ ગુણ અને વિવેક સા-

ભરી આવી માહારી છાતી વખતે વખતે ભરાઈ આવે છે, ને હું માહારા જીવને ઘણોજ સ્થિર રાખવાની યુક્તિયો કરૂછું પણ વ્યર્થ જાય છે. અરેરે માહારી પ્યારી પુત્રી તાહારા વિયોગથી મને બીલકુલ ચેન પડતું નથી. હે ઈશ્વર તાહારે આવી રીતે દુઃખ પાડવું હતું તો મને પ્રથમ તાહારી હજુરમાં બોલાવી લેવી હતી, હાયહાય પુત્રી સાંભરેછે ત્યારે દીલની અંદર શકત ઘા લાગે છે.

ચંદુલાલ--અરેરે માહારી પ્યારી તાહારા વિલાપનું રડવું સાંભળી માહારૂં દીલ મોહોટા આવેશથી ભરાઈ આવેછે. બસ કર અરે પ્યારી તું તારા દીલ સાથે કેમ વિચાર કરતી નથી, કે જન્મ્યું તે મરવાનું છે. મરણ આપણા હાથમાં નથી. જન્મ મરણ સર્વ ઈશ્વરના હાથમાં છે. આપણેતો ભરાવ્યું ડગલું ભરીએ, આપણે ઘણા દીવસના સ્નેહ ને લીધે તથા આપણા ભવિષ્યના સ્વાર્થના અર્થે દરદ તો

લાગે પણ નિરઉપાય વરતુતો આવે યો
ક કરવો કેવળ ફળ વિનાનો છે. એટ-
લુંજ નહી પણ આવી રીતે શોક કીધા-
થી તનમનની ખરાબી માત્ર થાય છે.
જે વિવેકી મારગે વર્તવાને ઈશ્વરે આ-
પણને સરજાવ્યા છે. તેમાંનું કાંઈ બનતું
નથી. જન્મ મરણ સઉને માથે છે. ને
ઈશ્વરના ઠરાવેલા નિયમ ઉપર નાખુ
શ થવું એ પાપનું કારણ છે. અરે ત્યા
રી રોવાકુટવાના શોક કરવાથી મરનાર
માણસને કેટલું દુઃખ પડે છે. તે ધર્મશા
સ્ત્ર મિતાક્ષરામાં લખ્યું છે.

શ્લોક.

શ્લસ્મા શ્રૂ બાંધવઈર્મુક્ત પ્રેતો મુંક્તે યતોવશાઃ
અતો નરો ક્તિવ્યંહિક્રિયાઃ કાર્યોઃ સ્વશક્તિતઃ

અર્થ—મુઆની પછવાડે તેના સગા વાહાલા રડી
કુટીને આંસુ અને લીંટ પાડે છે તે મરનાર પ્રેત ખાય
છે. કાકે તે પોતાને વશ નથી એ માટે મુવાની પછવાડે
રોવું કુટવું નહી. પણ મરનારની ક્રિયા શક્તિ પ્રમાણે કરવી.

ગરૂડ પુરાણમાં પ્રેત કલ્પના અધ્યાય છઠ્ઠાનો શ્લોક ચોપામાં.

### શ્લોક.

અશ્રુ પાતંન કુર્વીત દત્વા દ.ધાં જલાં જલિં
શ્લેષ્મા શ્રુ બાંધવૈ મુકતંતદા પ્રેતોયમ શ્રુતે ૧

અર્થ--ચિતા છાંટ્યા પછી તો આંસુ નજ પાડવા કેમકે જો મરનારના સગા આંસુ તથા લીંટ નાખેછે તો તે ગટ મરનાર ખાય છે. માટે માહારી પ્યારી તાહારો સર્વ શોક છોડી દઈ તાહારી પ્યારી પુત્રીનું કલ્યાણ થાય તેવી યુકતીયો કર.

સ્થળ તારાગવરીનો રંગમેહેલ.

તારાગવરી--(દાશીને બોલાવીને)આમ આવ દાશી.

દાસી--આ આવી બેન બા શું કામ છે.

તારાગવરી--માહારી પુસ્તકાલયમાંથી, કાગળ, ખડીયો અને લેખણ લાવ.

દાસી--લ્યો બાસાહેબ લાવું છું. (લાવીને આપે છે) લ્યો બાસાહેબ.

તારાગવરી--આ મેજ ઉપર મુકીને જા.

દાસી--લ્યો બા મુકુ છુ. (મુકે છે) હવે રજા છે?

**તારાગવરી**—હા જા. (દાશી જાય છે.)

તારાગવરી પોતાની પ્રિયસખી ચંદાકુમારીના મરણનુ સમાચાર પોતાના પ્રાણપ્રિય તથા પ્રાણલાલને પત્ર લખી જાસુદને આપી પ્રાણનગર તરફ ખબર કરવા રવાને કરે છે.

સ્થળ ચંદ્રાવળીની હવેલી.

**ચંદ્રાવળી**—(તારાગવરીને આવતી જોઇને) આવ બેહેન તારાગવરી ક્યાંથી આવી.

**તારાગવરી**—કાકીસાહેબ ઘેરથી.

**ચંદ્રાવળી**—અરે માહારી પ્યારી બેહેન તારાગવરી મને તો ચંદા વગર બીલકુલ ચેન પડતુ નથી, ને સઘળી જગો ખાવા ધાય છે. હાયહાય!! પ્યારી શું કરૂં મને કાંઇ ગોઠતુ નથી.

**તારાગવરી**—સત્ય છે, પણ કાકીસાહેબ હવે તેમાનુ કાંઇ દેખવાનું છે? પ્રમેશ્વરને ગમ્યું તે ખરૂં તેમાં કાંઇ આપણો ઉપાયછે? હવે તો તેના કલ્યાણ થવા બનતી કોસીસો કરવી.

**ચંદ્રાવળી**—હાસ્તો, પણ પ્યારી પુત્રીનું હેત મને હરદમ યાદ આવ્યા કરે છે.

તારાગવરી—તેતો ખરૂં, પણ તેમાંનું કાંઈ હવે રૂપ-
વાનું છે. જ્યાંહાં સુધી જીવશું ત્યાંહાં
સુધી પ્યારીનું હેત યાદ આવ્યા કરશે.
માટે સર્વ દીલગીરી દુર કરી પ્રમેશ્વરનું
ભજન કરી તેહેનું કલ્યાણ કરો. હવે
રજા માગુ છું.

ચંદ્રાવળી--સારૂ, બેન આવજો. (જાય છે)

# પ્રકરણ ૪થું

પ્રાણનગરમાં સંધ્યાઃકાળનો સમય થયો હતો. સુર્ય પોતાની બીજી દુનિયામાં જવાની તૈયારી જાણી ચંદ્ર પોતાની રૂપેરી સેતરંજી જગત ઉપર પાથરવાની તૈયારી કરતો હતો. ચકલા ચકલીયો પોતાના સ્થાનક સંભાળવા આમથી તેમ ઉડમઉડા કરી રહ્યા હતા. કાબરો પોતાના તિક્ષ્ણ અવાજથી ચીકાર કરી રહી હતી. મોર પોતાનો મધુર સ્વર કાહાડી ઝાડની ડાળી ઉપર બેઠા હતા. મરઘડા કુ કુ કરી પોતાના ખડા તરફ જતા હતા. ખબુતર પોતાના ખળામાં ઘુસવાતો ક-

રી પોતાની પ્રિયાને ખુશ કરતા હતા. અને આકાશમા તારાઓ એક પછી એક નીકળતા હતા. હાવી વેળાએ હીરાલાલ પોતાની દુકાનના કામથી પરવારી આરામ લેવાની આશાએ ઘર આગળ આવી પોતાના રંગમેહેલમાં લુગડાં ઉતારી અગાસીમા ખુરશી નંખાવી હવા ખાતા બેઠા હતા એટલામાં પોસ્ટનો સીપાઈ કાગળ લેઈ આવ્યો.

(સ્થળ હીરાલાલ શેઠની હવેલી.)

પોસ્ટનો શીપાઈ—એ હીરાલાલભાઈ, એ હીરાલાલભાઈ. આપકા કાગજ હૈ.

હીરાલાલ—અછા, અમેરા શીપાઈ કુ દો.

પોસ્ટનો શીપાઈ—દેતા હુ સાહેબ. (કાગળ આપી જાય છે.)

હીરાલાલ—(કાગળ ફોડી વાંચી શીપાઈને બોલાવે છે) સુરશંગ ઓ સુરશંગ.

સુરશંગ—શું કોહોછો બાપા.

હીરાલાલ—આપડા નગરના પ્રેમાનંદશેઠના છોકરા પ્રાણલાલને બોલાવી લાવો.

સુરશંગ—હા સાહેબ બોલાવી લાવું છું. (જાય છે.)

(સ્થળ પ્રાણલાલની હવેલી.)

સુરશંગ—ઓ પ્રાણલાલભાઈ. પ્રાણલાલભાઈ.

પ્રાણલાલ—કેમ ભાઈ સુરરંગ શું કામ છે.

સુરરંગ—ભાઈસાહેબ, હીરાલાલભાઈ આપને બોલાવે છે.

પ્રાણલાલ—જાવ આવું છું.

સુરરંગ—વેહેલા આવજો સાહેબ. (જાય છે.)

પ્રાણલાલ—જાવ તમારી પાછળ આવું છું.

સુરરંગ—બાપા ઓ હીરાલાલ બાપા પ્રાણલાલભાઈ આવે છે.

હીરાલાલ—ઠીક જાવ બેસો.

પ્રાણલાલ—મીસ્તર હીરાલાલ.

હીરાલાલ—આવો સાહેબ (હાથ પકડી પોતાના રંગમેહેલમાં જાય છે.)

પ્રાણલાલ—શી ખબરો કાંઈ નવા જુની.

હીરાલાલ—નવા જુનીમા આ કાગળ.

પ્રાણલાલ—(કાગળ લઈ વાંચી રહ્યા પછી) મી૦ હીરાલાલ ભાઈ તમો માહારી તરફની તેઓને ખાત્રી કરી આપવી, ને માહારો સંપુરણ વિચાર તેઓને ત્યાં સંબંધ કરવાનો છે.

હીરાલાલ—કાંઈ ફીકર નહી, ત્યારે આજ કાગળ

નખુધ્ધે.

પ્રાણલાલ—હાજી સુખેથી જાઓ હવે રજા છે.

હીરાલાલ—હાજી પધારો (જાય છે.)

(સ્થળ પ્રેમાનંદની હવેલી.)

પુરણા—હે સાંભળો છો કે.

પ્રેમાનંદ—શું કેહે છે બોલ.

પુરણા—મેં તમને આપણા પ્રાણલાલના સંબંધ કરવા સારૂ કેટલીક વખત કહ્યું પણ, તમે તો ગણકારતાએ નથી, ને હવે પ્રાણલાલ મોહોટો થયો ને ના કરીએ ત્યારે ખોટું. ને લોકો આપણી વાતો કરે.

પ્રેમાનંદ—હા તેતો ખરૂ, પણ આપણા નગરના નબોરસા, ગડબડસા અને નાગાસાની કન્યાઓ વાસ્તે તો તારો છોકરો પેલા ભગવાનદાસના છોકરા ચુનીલાલ સાથે સાફ ના કાહાવી કે એમની સાથે મારા સંબંધ કરસો તો હું કદી કરનાર નથી. ને તેનું તો મન ચંદનગરના ચંદુલાલ શેઠની છોકરી ઉપર તારા ભાઈને ઘેર ચંદનગર ગયો ત્યારથી લાગ્યું છે.

પુરણા—હા ખરી વાત છે. હું કાલે માહારે પીયર

ગઈ હતી ત્યારે માહારી મા પણ કેહેતી હતી કે, હીરાલાલના ઉપર ચંદનગરેથી કાગળ આવ્યો હતો તેમાં આપણા પ્રાણલાલની મરજી પુછાવી હતી, તે ઉપરથી પ્રાણલાલ હીરાલાલને ત્યાંહા કાલ રોજ ગયો હતો. એવું મને કહ્યું પણ તે વાત લક્ષમાં મેં તો લીધીજ નહી, પણ તમે જ્યારે કહ્યું ત્યારે ખરી વાત પડી, પણ માહારે તો ત્યાંહાં કરવો નથી એતો ભણેલી છે એટલે લુચ્ચી નીકળે. માટે ગમે તેમ કરી હમણાં ને હમણાં નજાદસાની છોકરી સાથે સંબંધ કરી દો.

પ્રેમાનંદ--તેતો ખરી વાત છે. પણ તાહારા પ્રાણલાલને બોલાવી પુછ તો ખરી, પછી તે ના કેહે ને તુ હા કેહે તેમાં શો માલ.

પુરણ્ણા--એમાં પ્રાણલાલને શું પુછવું હતુ, માહારા ભાઈને બોલાવી એકદમ ચોકઠું બેસારી દીધું. એટલે તે હા કેહે કે ના કેહે તેમા તેનુ શું વળવાનું છે. ને પ્રાણલાલને બોલાવી કેહેશો ત્યારે તે સાફ નાજ કેહેશે ને કરવા પણ

કહીશું એટલે પચું.

પ્રેમાનંદ—સારૂ તારે તારી મરજી. જા તારા ભાઈને તેડવા મોકલ ને કેહેજે કે જોશી માહારાજને તેડી આવે.

પુરણા—સારૂ બોલાવા મોકલું છું (ચાકરને સાદ કરીને) અલ્યા નારણ ભુતરૂળીઆમાંથી માહારા ભાઈ આકરાસાને બોલાવી લાવ ને કેહેજે કે લાલચુરામ જોશીને તેડી અમારા શેઠ બોલાવે છે.

નારણ--હારૂ બા જવું છું. જાય છે)

સ્થળ આકરાસાની હવેલી.

નારણ--બાપા રામરામ.

આકરાસા--અલ્યા નારણ કયાંથી આવ્યો.

નારણ--બાપા પ્રેમાનંદબાપાને અહીથી આવ્યો, ને તમને તથા જોશીને બોલાવે છે.

આકરાસા--અલ્યા શું કામ છે.

નારણ--બાપા કામની તો ખબર નથી. પણ તમને બોલાવવા મોકલો છે.

આકરાસા--જા જઈને કેહેજે કે આવે છે.

નારણ--હારૂ બાપા જવું છું વેલા આવજો હો.(પ્રે-

માનંદના ઘર આગળ આવીને ) આ આ
આ, બાપા તથા જોસી માહારાજ આવે છે.

પુરણા--ઠીક જા.

લાલચુરામ—આવો શેઠજી, પધારો કેમ સાહેબ આપનું આવવું થયું.

આકરારા--એસતો, બેહેનના, પ્રાણલાલના સંબંધ કરવાના છે, તેથી તમને તેડવા સારૂ.

લાલચુરામ--બહુ સારૂ, તમે જતાથાવ જરા હું અહીઆ જઈ આ તમારી પાછળ આવ્યો.

આકરારા—બહુ સારૂ, હું જાઉછું તમે વેહેલા આવજો તમારી રાહા જોઈ સર્વ બેઠા છે.

લાલચુરામ--આ આવ્યો તમારી પાછળજ.

આકરારા--સારૂ ત્યારે જાઉછું, (જાયછે)

(સ્થળ નખોદસાનુ ઘર.)

નખોદસા--(જોશી માહારાજને આવતા જોઈ) પધારીએ સાહેબ કેમ આપના પગલા થયા. આજતો અમારૂં ઘર પાવન કરયું. તબીયત તો ખુશ છે.

લાલચુરામ—હા શેઠજી, પણ હું આપને એક વાત કેહેવા આવ્યો છું, માટે જરા ફુરસદ

ભઈ સાંભળશો?

નઓાદસા—કોહો સાહેબ.

લાલચુરામ—પ્રેમાનંદના પ્રાણલાલના સબંધ ગડબડ-
સાની પુત્રી સાથે કરવાને મહુરત જો-
વરાવવા સારૂ મને આકરાસા બોલા-
વવા આવ્યા હતા. પણ માહારા મન
સાથે વિચાર કરયો કે નઓાદસાની પુ-
ત્રીનું થાય તો આપણને બે પઈસા
મળે એમ જાણી આકરાસાને વીદાય
કરી તમારી તરફ આવ્યો છું.

નઓાદસા—તેતો ખરૂં, પણ મારૂં મન ત્યાંહાં કરવાને
ઘણુંજ ખુશી છે. પણ બેહેનના ને પ્રાણ-
લાલના ઘરે મળતા આવતા નથી તે.

લાલચુરામ—ઓાહો તેમાં તમે શું કરવા ફીકર કરો
છો, એતો માહારા હાથમાં છે તેની
તમારે બીલકુલ ચીંતા રાખવી નહી.

નઓાદસા—(પોતાની સ્ત્રીને સાદ કરીને) અલી સાં-
ભળે છે કે, પ્રેમાનંદના છોકરાના સં-
બંધ તો ગડબડસાને ત્યાંહાં થાય છે.
આ જોશી માહારાજ ખબર લાવ્યા છે.

ભોળીબાઈ--(જોશી માહારાજને પગે લાગીને) બા-
પજી તમો માહારી દીકરીના સંબંધ
પ્રેમાનંદને ત્યાંહાં કરી આપશો તો
રૂ૨૦૦) આપીશ.

નખોદસા—જોશીજી, જરૂર માહારી છોકરીને વાસ્તે
બંદોબસ્ત કરી ઘરે બરે મળતા લાવી
ઠેકાણે બેસારજો. કહ્યા પ્રમાણે કબુલ છે.

લાલચુરામ--ઠીક, કાંઈ ફીકર રાખશો નહીં મા-
હારૂં આજથી ત્યાંહાં સુધી તમારે ત્યા-
જ કરાવીશ. જાઉ છું. (જાય છે.)

(સ્થળ પ્રેમાનંદશેઠનું ઘર.)

પ્રેમાનંદ—(આકરાસાને આવતા જોઈને) આવો આ-
કરાસા બેસો.

પુરણા--કેમ ભાઈ, હવે કાંઈ પ્રાણલાલને વાસ્તે
વિચાર કરો, કયાંહાં સુધી કુંવારો રાખવો છે.

આકરાસા--શો વિચાર કરવો છે, કરેલો છે ને હ-
માણાં જોશીમાહારાજ આવે એટલે
નક્કી કરીએ છીએ.

પ્રેમાનંદ—આકરાસા, તમે તમારા બાણેજનેતો એક
વખત બોલાવી પુછો, તેનો શો વિચાર છે.

આકરાસા—હવે એ છોકરૂં એવા કામમાં શું સમજે, આપડે કરીશું એટલે એનાથી ના કેહેવાય એવું છે. ને શું તે તમારે મોહોડે આવીને કેહેવાનો છે કે, ફલાણાને અહીયાં માહારો વિવા કરો. માટે આપડે કરીશું તે ખરૂં.

પ્રેમાનંદ--તેતો ખરૂં, પણ તેનો તો વિચાર ભણેલી સાથે કરવાનો છે. માટે તે વિશેનું નક્કી કરી કરયું હોય તો કાંઈ હરકત પડે નહી.

આકરાસા--ઠીક ત્યારે, આપડે કાલ બોલાવીશું, આજતો જોશી આવેથી નક્કી તો કરાવો.

પ્રેમાનંદ--ઠીક ત્યારે, જોશી આવેથી નક્કી કરો.

આકરાસા—(જોશીને આવતા જોઈને) આવો જોશીમાહારાજ પધારો આ ખુરશી ઉપર.

બાલચુરામ—નહી માહારાજ ખુરશી અમારે ના જોઈએ એતો તમારા અમીર ઉમરાવના બેસણા અમારે તો ગાદી તકીયાજ ઠીક. (એમ કહી ગાદી ઉપર બેસેછે.)

આકરાસા--કેમ જોશીમાહારાજ નઓદસાની છોકરી ને પ્રાણલાલને કેવી મળતી આવશે.

લાલચુરામ—(માથામાંથી ટીપણું કાહાડીને) ઉજમની વરખરાશી ને પ્રાણલાલની કન્યારાશ એટલે પ્રાણલાલ ઉજમ પાસે પાંચ વસા માગે.

આકરાસા—ગડબડસાની પુત્રીને ને પ્રાણલાલને.

લાલચુરામ—જેકોરની તો મકરાશી એટલે તે પ્રાણલાલ પાસે પાંચ વસા માગે એટલે તેની સાથે તો ભાઈની મળતી નહી આવે. ઉજમને ને ભાઈને બરાબર મળતી આવશે.

આકરાસા—ત્યારે નથોદસાની છોકરી સાથે લગન કરવાનો ઠરાવ રાખો.

લાલચુરામ—હા તેને ને તેના બરાબર ઘરે દશા મળતા આવે છે એટલે સુખી થશે.

આકરાસા—ઠીક ત્યારે, જોશી માહારાજ કાલે સવારે જરા અતરે પધારજો. અત્યારે રાત બહુ ગઈ એટલે જઈએ.

લાલચુરામ—બહુ સારૂ. (સર્વ ઉઠે છે.)

સર્વ સઉ સઉને ઠેકાણે ગયા. પ્રેમાનંદ અને પુરાણી ભોજનશાળામાં જઈ ભોજન કરી જરા આમ તેમ ફરી

આડી અવળી વાતો કરી નિંદ્રા દેવીને વશ થયા. પ્રાતઃકાળ થયો. કાગડા બોલવા લાગ્યા, ચકલા ચકલીયો તથા બીજા પ્રાણીયો પોતાના ચારાની સોધમાં પડ્યા, એટલે પ્રેમાનંદ અને પુરણા ઉઠી દાતણ પાણી કરી સ્નાન કરી પોતાનું ખટકરમ કરવામાં પડ્યા. પુરણા દેવ દરસન કરી આવી, ભોજનશાળામાં જઇ ભોજન તયાર કરયું એટલે પ્રેમાનંદ અને પ્રાણલાલ આવી બેઠા. ભોજન કરી રહ્યા પછી પ્રાણલાલ પોતાની પુસ્તકાલયમાં જઇ આરામ ખુરશી ઉપર વાંચતા બેઠા. પુરણા અને પ્રેમાનંદ વિવા કરવા સંબંધીની વાત કરતા હતા, એટલામાં આકરાસા, જોશીમાહારાજ આવી બેઠી વિવા સંબંધીની વાત સરૂ કરી.

આકરાસા--ત્યારે કેમ જોશી માહારાજ પ્રાણલાલને બોલાવી પુછીશું કે?

લાલચુરામ--અલબત પુછવું જોઇએ.

આકરાસા--બેન પુરણા, પ્રાણલાલને તેની મેડીમાંથી બોલાવી લાવ જોઇએ તે શું કહે છે તેને પણ પુછીએ.

સ્થળ પ્રણલાલની પુસ્તકાલ્પ.

ચુનીલાલ--મીસ્તર પ્રાણલાલ શું કરો છો!

પ્રાણલાલ--આવો પ્રિય ચુનીલાલ.

ચુનીલાલ--પ્યારાસાહેબ, આજ હીરાલાલે તમને કેમ બોલાવ્યા હતા.

પ્રાણલાલ--પ્યારા મીત્ર, ચંદુલાલ શેઠનો પત્ર આવ્યો હતો. તેમાં માહારી ચંદાકુમારી સાથે સંબંધ થવાને મરજી પુછાવીછે તે વાસ્તે.

ચુનીલાલ--વાહ કેવી ખુશીની વાત, પછે તમોએ શું કહ્યું

પ્રાણલાલ--માહારા પ્રિય શું કેહેવું તે તુ જાણેછે ને.

ચુનીલાલ--પ્રિય જ્યારે એ આપના મેહેલમાં આવી બીરાજશે ત્યારે આપતો અમારા સામુએ નહી જુવોતો.

પ્રાણલાલ--વાહ મીસ્તર ચુનીલાલ, તમારે હવે માહારી મશકરી કરવાની. પણ માહારા પ્રાણપ્રિય મીત્ર આ વિશે મને એટલી તો દેહશત હતી કે, પ્રથમ આપેલી કબુલત પ્રમાણે પળશે કે નહી પણ પ્રિય તાહારી મેહેનતથી માહારી ઉમેદ બર આવી.

ચુનીલાલ--પણ પ્રિય ચંદાકુમારીને પત્ર લખ્યો હતો. તેનો કાંઈ જવાબ આવ્યો કે નહી.

પ્રાણલાલ--ના સાહેબ હજુ સુધી નથી આવ્યો. પણ

આજ તો જરૂર આવવો જોઈએ.

ચુનીલાલ--(ચંદાકુમારીનો આવેલો પત્ર પાકેટમાંથી કાહાડીને આપે છે) લયો મીસ્તર પ્રાણલાલ ચંદાકુમારીનો પત્ર.

પ્રાણલાલ--(હાથમાં લઈને) વાહ મીસ્તર ચુનીલાલ આપણા લખ્યા મુજબ સર્વ વાત પત્ર ઉપરથી કબુલ કરેલી માલમ પડે છે. ને હીરાલાલ ઉપર પત્ર તેના પિતા પાસે તેણેજ લખાવ્યો હશે. અરે પ્યારા હું જેવો ભાગ્યહીણ હતો તેવોજ તારા પ્રતાપથી ભાગ્યશાળી થયો. (એટલામાં પુરણા પ્રાણલાલને બુમ પાડવી ઉપર આવે છે.)

પુરણા--પ્રાણલાલ તને તારા મામા તથા તારા બાપ બોલાવે છે.

પ્રાણલાલ--ચલો માજી આવું છું.

ચુનીલાલ--પ્રિય રજા માગુ છું.

પ્રાણલાલ--પ્રિય મીત્ર આવો તો પ્યારા પિતાજી તથા મામા શું કેહે છે.

ચુનીલાલ--પ્રિય ત્યાંહાં, તમારા વિવા સંબંધીની વાત

પ્રિય ત્યાં તમારા વિવા સંબંધી વાત થા-
ય છે ને તમો ગડબડશા નજીાદ્દાની છો-
કરીઓ સાથે કરવાનું ના કોહો ત્યારે
માહારા ઉપર વેમ લાવે. માટે તમો એ-
કલા જાવ ને મને રજા આપો.

માણેકલાલ--બહુ સારૂં ત્યારે પ્રિય તમે જાવ ને હું
પણ ત્યાં જવું છું. (અંત જાયછે)

પુરણા—(પ્રાણલાલને આવતો જોઈને) જોસી મા-
હારાજ સઘળાનો એને મન ગાંડા છે, અને
પોતેજ એક ડાહ્યો, એટલે કોઈનુ કહ્યું મા-
નતો નથી. ને જે કહેછે તેને ઠીકછે ઠીકછે
કરયા કરે છે. માટે તમો જરા સમજાવો.

જોસી—ભાઈ પ્રાણલાલ તમો સમજુ માણસ થઈ
આ શું કરો છો. કેમ તમારા પેટમાં શો
• વિચાર છે કુંવારા રેહેવું છે. જો તેમ હોય-
તો તે કહો.

પ્રાણલાલ—માહારાજ આપ તથા પિતાજી મામા વિ
ગરે બેઠેલા છો, તેથી વિવા સંબંધીનું
ભાષણ કરતા સરમ ઘણી લાગે છે. પણ
લાચારીથી. બોલવાને સર્વેની પાસેથી

આજ્ઞા લેવું છું.

જોસી--મેહારાજ કઈ પણ અંદેશો રાખ્યા શિવાય નિર્ભયપણે તમારા મનમાં જે હોય તે કહીદ્યો.

માણેકલાલ--માહારાજ માહારે હાલ કાંઈ કરવાની ઇચ્છા નથી.

જોસી--ત્યારે ઘરડા થશો તે વખતે કરશો.

પુરણ--જોસી માહારજ એનતો મોહોટી અને ભણેલી જોઈએ છીએ. ને તેની સાથે ખુરસી ઉપર બેસી તડાકા મારે તેવી જોઈએ છીએ તેવી લાવી આપો.

જોસી--એમાં શો સંસય કન્યાતો એવીજ જોઈએ. અને પુરૂષ પ્રમાણે સ્ત્રી જોઈએ. પણ બાઈ પ્રાણલાલ નહી મળે તેનું કેમ કરવું.

માણેકલાલ--ઠીકછે નહી મળેતો નહી કરીએ.

પુરણ--મને ખબર છે, મારા રોયા પેલા હીરીયાએ તને બોલાવી તારી મતી ફેરવી નાંખી છે. પણ હું કદી તારા કહ્યા પ્રમાણે પેલા ચંદનગરના ચંદુની છોકરી સાથે કરવા દેવાની નથી.

પ્રાણલાલ--અરે માજી આ શું. હું તમને કયા કહુ

છું કે માહારો વિવાહ ચંદનગરના ચં-
દુલાલની છોકરી સાથે કરો.

જોસી--હવે પ્રાણલાલ, તમારે કરવું છે કે કેમ.

પ્રાણલાલ--મેં તમને એક વખત નથી કહ્યું, કે મા-
હારે હાલ નથી કરવું.

આકરાસા—અલ્પા પ્રાણી આ માન કહું છું તે.

પ્રાણલાલ—ના મામા સાહેબ હાલ માહારે સોખ
નથી.

પુરણા--આકરા રેહેવા દે માહારો રોઓ નથી મા-
નવાનો, એને તો ભણેલી જોઈએ છીએ.

પ્રેમાનંદ--ભાઈ પ્રાણલાલ આમ શું કરે છે.

પ્રાણલાલ--માહારા પ્રિય પિતા તમો સમજુ થઈને
આમ ખોટું ભાષણ શું કરતા હશો.

પ્રેમાનંદ—આકરાસા રેહેવા દો એની ખુશીમાં આવે
તેમ કરવા દો, આપણું માનવાનો છે.

પ્રાણલાલ--હવે માજી રજન છે.

પુરણા--જા મારા રોપા તારૂં મોહો બાલ.

પ્રાણલાલ--તથા સરવે (જાય છે)

(સ્થળ નખોદસાની હવેલી.

નખોદસા--અલી સાંભળે છે કે?

ભોળીબાઈ--શું કાહો છો.

નખોદશા--જોસી માહારાજને આપડી ઉનમના જનમક્ષ્રર લઈ પ્રેમાનંદ શેઠને ત્યાં મોકલ્યા છે, પણ પ્રાણલાલની મરજી અહીંયા કોઈ સાથે કરવાનો વિચાર નથી.

ભોળીબાઈ--ત્યારે કયાં કરવાનો વિચાર છે.

નખોદશા--તેનું મનનો ચંદનગરના ચંદુલાલ શેઠની છોકરી સાથે લાગ્યુંછે. એટલે ત્યાં કરસે.

ભોળીબાઈ--તમને કોને કહ્યું કે ત્યાં કરે છે.

નખોદશા--પ્રાણલાલનો ભાઈબંધ ચુનીલાલ આજ રોજ આવ્યો હતો, તેને મેં પ્રાણલાલને સમજાવવાનું કહ્યું, ત્યારે તેને આવી રીત કહ્યું.

ભોળીબાઈ--હાયહાય! ત્યારે માહારી છોકરીના કયાં કરીશું. મનેતો હવે કાંઈ સુજતું નથી.

નખોદશા--શું કરવા આમ દલગીરી કરે છે તેના શિવાય ઘણાએ ઠેકાણે છે. શું દીપર ઉપર દીકરી જણીવી છે, જેમ બાઈના નસીબમાં હશે તેમ થશે.

ભોળીબાઈ--ત્યારે તમે કયાં ધારયું છે.

નખોદશા—જોને આપણા નગરના ફોકૂલશાના છો-
કરા ગફૂલશા વેહેર કરવાનું પ્રથમ માગુ
આવ્યું હતું. પણ તારો પ્રાણલાલ વેહેર
કરવાનો વિચાર, એટલે મેં ના બંધ રાખ્યું
હતું. હવે ત્યાં કરીશું.

ભોલીબાઈ—અરે! એ છોકરો તો ઉંમરમાં કરતાં પણ
વરશે નાહાનો છે ને.

નખોદસા—તેમાં શું થયું, કાલ સવારે આવી મળશે.
પણ પૈસો છે એટલે સુખીનો થશે. ને
વળી પ્રેમાનંદ શેઠના ઘર કરતાં ૩૦૦–
૪૦૦ રૂપીઆ ઓછા પણ આપવા પડશે.

ભોલીબાઈ—ઠીક ત્યારે તેમ કરો. જુઓને આપણી
જેઠલીના વર નાહાનો છેકનો. ને કેવી
સુખી છે, બે છોકરા એક છોકરી. પરમે
શ્વર કરશે તો આપણી ઉંમરને પણ તેવું
થશે.

નખોદસ—જોને કેવી સુખી છે. કાંઈ ફીકર નહી
આપણે પણ ગફૂલશાને વેહેરજ કરીશું.

ભોલીબાઈ—ઠીક ત્યારે હવે જમવા ઉઠો. (ઉઠે છે)

સ્થળ ગડબડસાની હવેલી.

ગડબડસા—અલી સાંભળે છે કે?

ગલાબ—શું કેહો છો.

ગડબડસા—જો આપડા નગરના પ્રેમાનંદના છોકરા પ્રાણલાલ સાથે સબંધને વાસ્તે આપડી છોકરીના જનમ અક્ષર લેવા જોશી આવ્યા હતા તે લઈ ગયા છે.

ગલાબ—પણ તમને તેની ખબર છે કેની. પ્રાણલાલની મરજી તો ચંદનગરના ચંદુલાલની છોકરી સાથે કરવાની છે.

ગડબડસા—તને કોને કહ્યું.

ગલાબ—માહારે પિયર ગઈ હતી, ત્યાં આગળ વાતો કરતાં હતાં. ને માહારી મા કેહેતી હતી કે પ્રાણલાલને આપડી છોકરી સાથે વિવા કરવાનું મન હતું. પણ મારા રોયા પેલા હીરીયા ઉપર ચંદનગરથી કાગળ આવ્યો હતો, એટલે પ્રાણલાલનું મન મારા રોયાએ ફેરવ્યું.

ગડબડસા—હે શું કહે છે ખરી વાત છે.

ગલાબ—તમારા સમ ખરૂં કહુંછું.

ગડબડસા—ઠીક છે ત્યારે હવે હીરીઆના પગલા

જોઉછું. પણ એતો કાપદા વાકેફ છે તો.
જો છેડો એતો વળી આપણને હેરાન કરે.
મુવો જવા દો એનું નામ.

ગલાબ—ત્યારે હવે આપડી જકોરને કયાં નાખીશું

ગડબડસા—જો પ્રાણલાલ વેર થાય તો ઠીક નહી-
તો કાહાનદાસ સાથે કરીશું.

ગલાબ—હાયહાય! કાહાનદાસનીતો એંશી નેવું વર્ષ-
ની ઉંમર છેને.

ગડબડસા—તેમા શું, પઈશા ઘણા છે તો આપડી
છોડી બેઠી બેઠી ખાશે તોએ ખુટશે નહી.

ગલાબ—ત્યારે બાલાની ચોરસુ બેસારી દોને.

ગડબડસા—જરા ધીરજ ખમ, જોશી માહારાજ
જનમઅક્ષર લઈ ગયા છે તેનું શું થાય
છે. ત્યાર પછી કાહાનદાસને ત્યાંહાં જ-
રૂર કરીશું.

ગલાબ—ઠીક ત્યારે, હુંતો માહારી માને ત્યાંહા જવું
છું સાંજરે આવીશ.

ગડબડસા—જા વેહેલી આવજે. (જાયછે.)

(સ્થળ પ્રાણનગરનો દરવાજો.)

જાસુદ—(પ્રાણનગરની અંદર જઈને) એ આઈ

પ્રાણુલાલશેઠનું ઘર ક્યાંહાં.

મણસ--ક્યાંથી આવ્યાછો. ને પ્રાણુલાલ શેઠનું શું
કામ છે.

જાસુદ--ભાઈ હું તો ચંદનગરથી પ્રાણુલાલશેઠનો કા-
ગળ લઈ આવ્યો છું મને પ્રાણુલાલનું
ઘર જલદી બતાવો.

માણસ--કેમ એટલી બધી ઉતાવળ શી છે.

જાસુદ--ઘણું તાકીદનું કામ છે.

માણસ--આ સામી હવેલી દેખાય તેજ પ્રાણુલાલ
શેઠની હવેલી. પણ તેમનું એટલું બધું શું તા-
કીદનું કામ છે.

જાસુદ--ચંદનગરના ચંદુલાલશેઠની પુત્રી ચંદાકુમારી
અચાનક નદીમાં પડી મરણ થવાના સ-
માચાર લઈ આવ્યો છું.

માણસ--ઠીક ત્યારે જા પેલી સામી હવેલીમાં.

જાસુદ--બહુ સારૂ જાવું છું. (જાય છે)

(સ્થળ પ્રાણુલાલની હવેલી.)

જાસુદ--કેમ ભાઈ પ્રાણુલાલ શેઠનું ઘર આ કે.

શીપાઈ--હા શું કામ છે, ને કયાંહાંથી આવ્યાછો.

જાસુદ--ચંદનગરથી કાગળ લઈ આવ્યો છું, શેઠને

ખબર કરો.

શીપાઈ--હા કહુછું, તમે અહીયા બેસો.

જાસુદ--ઠીક ભાઈ જાવ.

શીપાઇ--(પ્રાણલાલના રંગમેહેલમા જઈને) ભાઈ
અો ભાઈ.

પ્રાણલાલ--કેમ ભાઈ, માનસીંગ.

શીપાઈ--સાહેબ પ્રાણનગરથી કાગળ લઈ જાસુદ આ
વ્યોછે.

પ્રાણલાલ--હેઃ કયાંહા છે.

શીપાઈ--અમારી દેવડી ઉપર બેસાર્યો છે.

પ્રાણલાલ--જાવ બોલાવી લાવો.

શીપાઈ--હ્યો સાહેબ બોલાવું છું. (જાસુદને બો-
લાવીને) ભાઈસાહેબ આ આવ્યો.

પ્રાણલાલ--કેમ ભાઈ કયાંહાથી આવ્યા છો.

જાસુદ--બાપા ચંદનગરથી કાગળ લઈ આવ્યો છું.
(કોથળીમાથી કાગળ કાહાડી આપે છે.)

પ્રાણલાલ--માનસીંગ, આ માણસને ખાવાની ત-
જવીજ કરો.

શીપાઈ--બહુ સારૂ સાહેબ. (બંને જણ જાય છે.)

પ્રાણલાલ--પોતાના રંગમેહેલમા આરામ ખુરશી ઉપર

એશી મોહોટા હુંપથી કાગળ ફોડી વાંચે છે.

માહારા પ્યારાસાહેબ પ્રાણલાલભાઈ.

અરે માહારા પ્યારાસાહેબ, ગયા પખવાડીમાની સુદ ૧૪ ને દીવશે હડકેશ્વર માહાદેવનો મેળો હતો. તેથી હું તથા માહારી પ્રિય સખી ચંદાકુમારી બાગમાં ગયા હતા, બાદ કેટલીએક વાર પછી ભોજનશાળામાં જઈ ભોજન કરી નદી કીનારા ઉપર ખુરશીયો નાખી હવા ખાવા બેઠા હતા. એટલામા નદીની અંદર ઘણું જોસમા પુર આવવાથી ચંદાકુમારી વાંકી વળીને જોવા જાય છે, એટલે તેનો પગ અચાનક ખશી જવાથી નદીમાં પડી જબરા વેગમા ચાલી ગઈ.

અરે માહારા પ્યારાસાહેબ મેં માહારી પ્યારીને કાહાડવાની ઘણીજ યુક્તિયો કરી, પણ મેહેનત નિષ્ફળ ગઈ. ને પ્યારી વિના થઈ બેઠી. હાય હાય!! મને તો બીલકુલ ચેન પડતુ નથી. ને હરદમ પ્યારીનો પ્યાર સાંભરી આવી માહારા રદયમા બાણ રૂપી ભાલા વાગ્યા કરે છે. ને કાંઈ સુજતુ નથી.

અરે સાહેબ આ કાગળ લખતા માહારૂં મન સ્થિર બીલકુલ રેહેતું નથી. તેથી અસુધ ઘણો લખાયો હોય તો માફ કરસો.

માહારી વતી માહારા પ્રાણનાથને દંડવત કેહેવા.

ચંદનગર ભાદરવા સુદ ૨

લી૦ આપનું ભલું ઈચ્છનાર

તારાગવરીના દંડવત કબુલ કરશે.

ચંદાકુમારીને મરણ ગયાના સમાચાર સાંભળી પ્રાણલાલ એકદમ ખુરશી ઉપરથી પડી જઈ મુર્છાને વશ થયા. કેટલીએક વારે સુધીમાં આવી અરેરે! માહારી પ્યારી ચંદાકુમારી તને શું થયું. હાયહાય!! માહારા દીવસ હવે શી રીતે જસે તે મને કાંઈ સુજતું નથી. અરેરે પ્યારીનો પત્ર પ્રથમ આવ્યો હતો, તેમાં તેના સર્વ વિચાર માહારી તરફેનમાં ઉતારીને તેના પ્રિય પિતા પાસે માહારી મરજી પુછવા હીરાલાલ ઉપર પત્ર લખાવ્યો હતો. ને પોતે ચાલતી થઈ. એવી રીતની દલગીરી કરે છે, એટલામાં ચુનીલાલને આવતો જોઈ.

**પ્રાણલાલ**—અરે માહારા પ્યારા સાહેબ (એટલું કહી પોતાની આંખોમાંથી આસની ધારા ચાલી) એટલે.

**ચુનીલાલ**—હે ભાઈ પ્રાણલાલ આ શું.

**પ્રાણલાલ**—અરે સાહેબ તમને કેહેવાની માહારી જીભ બીલકુલ ઉપડતી નથી.

ચુનીલાલ—એટલું બધું શું છે કે, જીભ ઉપડતી નથી.

પ્રાણલાલ--માહારા પ્યારા સાહેબ ચંદાકુમારી ગુજરી ગઈ.

ચુનીલાલ--હે!!! શું થયું

પ્રાણલાલ--(આવેલો કાગળ આપેછે) લ્યો આ કાગળ. માહારી છાતી કેહેવાને ચાલતી નથી.

ચુનીલાલ--(પત્ર લઈ વાંચી) હાયહાય!! ચંદાકુમારી નદીમાં પડી મરણ પામી.

પ્રાણલાલ--હાજી નદીમા પડી મરણ પામી.

ચુનીલાલ—તથા પ્રાણલાલ કેટલીએક વારસુધી દલગીરીની આમન સામન વાતો કરી, એક બીજાને દીલાસા આપી સઉ સઉને ઠેકાણે જાય છે. પ્રાણલાલ આવેલા માણસને વિદાય કરી નિદ્રા દેવીને વશ થાય છે.

---

# પ્રકરણ ૫ મું

## (વિરનગરની નદીમાં.)

ખલાસ લોકો પોતાની હુંડીયો લઈ સામીપાર

માછ લેવા જતા હતા. એટલે આ બીમારી કુમારીકા લાકડા સાથે બાથ ભિડાવી તણાઈ જતી, બારવા લો-કોની નજરે પડવાથી હુંડી તે તરફ હકારી લઈ જઈ કે ટલીએક યુકિતયો કરી. આ દુખીયારી કુમારી કાને હું-ડીમાં લઈ પોતાની ઓરડીમાં લાવી તેને રૂમાં ભા-રી તથા બીજી કેટલીક યુકિતયો કરી સુધીમાં લાવવા-આમથી તેમ દોડમ દોડા કરતા હતા. પણ તે વ ખત તેઓની મેહેનત નિસફલ થવાથી હુડીયો લઈ સા-મીપાર જવા નિકળયા. કેટલીએક વારે બીચારી (ચંદા-કુમારી) સુધીમાં આવવાથી એકદંમ ધભરાઈને પોતાના મન સાથે વિચાર કરેછે. અરે પ્રભુ, તાહારી કળા ન્યારી છે તે શું ધાર્યું છે, હું કયા છું માહારા પ્યારા માતપિતા ની કેવી દુર દશા બની હશે. ને હાયહાય! મારૂં આ ન-દીમા પડવું સાંભળીને, તેતો જુરીજુરીને મરવા પડયાં હશે. હું શું કરૂં કયા જવું મારૂં સ્વદેશ કેની તરફ રહ્યો. તેની મને કાંઈ સમજ પડતી નથી. હે ઈસ્વર મને તે પંખીના જેવી ગતી આપી હોત તો માહારા દુઃખી માત પીતાને માહારા વિયોગી દુઃખથી નિવારણ કરત. અરેરે આ શો ગજબ! માહારી પ્રિય સખી તારાગવરી માહા-રા વિયોગથી કેવી જુરતી હશે. અરેરે પ્રિય સખી વગર

માહારી કેવી દુર દશા. હાયહાય! હું જે વખત નદીમા પડી તે વખત માહારી પ્યારી સખીએ મને કાહાડવાની કેવી યુક્તિયો કરી. પણ તે નિશફળ ગઈ. અરે જે મનુષ્યને જગતમાં મીત્ર નથી. તેનું જીવતર વ્યર્થ (અરે મીત્ર કેવો જોઈએ, સ્વાર્થ હીન, પ્રેમી, આણંદી, ડાહ્યું, સંકટ સમે એ સાહાય થાય તેવું, દ્રવ્ય રહીત, અને પરો ઉપકારી આવા સ્નેહીથી કેટલાએક સુખ છે. તેની પરીક્ષા કામ પડે જણાય.) અરે માહારી પ્રાણ પ્રિય સખી તારાગવરી માહારે સારૂ પોતાનો પ્રાણ ત્યાગ કરે. અરે પણ શા કામનું હું ક્યાં, અને એ ક્યાં. હાયહાય! જેમ સારસ પોતાની પ્રિયા અગર પ્રિયથી જુદો પડે છે ત્યારે પોતાનું શીશ પટકી અને ઝુરી ઝુરી મરણ થાયછે. તેમ મારી પ્રિય સખી તથા માત પિતા માહારા વિયોગથી સારસની પેઠે શીશ પટકી મરતા હશે. અરેરે માહારા નદીમાં પડવાના સમાચાર પ્રિય પ્રાંણલાલને થયા હશે તો, તેઓની દશા કેવી બની હશે. અરે ઈસ્વર તારે આવી રીતે વિયોગ પાડવાનો હતો તો, થોડા દીવસ સારૂં પ્રિતીની ગાંઠ શા સારૂ બાધી. આવી રીતે પોતાના મન સાથે વિયોગ રૂપી વિલાપ કરતી હતી એટલામા ખલાસ લોકો પોતાના વાહાણોને કીનારા ઉપર લં

ઘર નાંખી તેઓ દુખીપારી કુમારીકાની ખબર લેવા ઓરડી આગળ આવી (ચંદ્રાકુમારીને) સાવધ અને સુધીમાં આવેલી જોઇ મોહોટા હર્ષથી તેના આગળ જઇ બેસી કહે છે કે,

**પેહેલો બારવટીઓ**—હે કન્યા, હે બાળા, તું કોણછે, અને આ નદીમાં કયાંહાંથી તણાઇ આવી. અરેરે! તાહારૂં મુખારવિંદ જોઇ અમને ઘણી દયા ઉપજે છે. અમો જે વખત તને કાહાડી તે વખત સુધીમાં લાવવા ઘણીજ યુકિતયો કરી. પણ નિષ્ફળ ગઇ, બેની તું ગભરાઇસ નહી અને તાહારે જે જોઇએ તે માગજે.

**ચંદ્રાકુમારી**—(ગળગળીત અને પોતાની આંખમાં આંસુ લાવીને) અરે માહારા ધર્મના પિતાઓ તમારા ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકીશ. મને અત્પાર સુધી માહારા ઉપગારીના વિયોગથી માહારા રહૃપમાં ભાલા ભુકાતા હતા. પણ તમારા મેળાપથી મને એટલો તો હર્ષ પમ્યો છે કે તેનું વર્ણન કરવાને આ

વખત અશક્ત છું. હું કેવી રીતે નદીમા તણાઈ આવી તે આપને તસદી આપી તેનું બ્યાન કરવાને હું ઘણીજ આતુર છું પણ માહારામાં ભુખે બોલવાની બીલકુલ તાગાદ રહી નથી. માટે મુજ ગરીબ અબળા ઉપર દયા લાવી થોડું ખાવાનું આપી શાંત પમાડશો.

**પેહેલો બારવો**—(બાળકીનું ગંભીરતા પુર્વક અને શાંત બોલવું સાંભળી મોહોટા હર્ષથી ફળ ફળાદીક પોતાની બીજી ઓયડી-માંથી લાવી કાચની રકાબીમાં ભરી બાળકી આગળ જઈ મુકીને) અરે બેહેની હાલ અમારી પાસે આ ફળ ફળાદીક શીવાય બીજું કાંઈ નથી. હાલ આ ખાઈ શાંત થા, મોડેથી નગરમાં જઈ લાવી આપીશું.

**ચંદ્રાકુમારી**—અરે માહારા ધરમી પીતા આ સમએ તમો જે આપશો તે અમૃત જેવું લાગશે. એમ કહી (ચંદ્રાકુમારીને ઘણીજ ભુખ લાગી હતી તેથી એકદમ ખાવા

મંડી ગઈ.) આ વખતે કહેછે કે આ ફળ
ફળાદીકમાં મીઠાશ લાગેછે તેટલી મા-
હારા ઘરના શ્રેષ્ઠ ષટરસ ભોજનમાં
લાગતી નોહોતી. અને સર્વ ફળો
અમૃત કરતાં પણ શ્રેષ્ઠ લાગે છે. જે
પોતાને ઘેર રૂપાના ચકચકાટ થાળામાં
ભોજન કરતી હતી, તેને આ વખત
કાચની રકાબી તે કરતાં ઘણીજ સુ-
ખપ્રદાન લાગી. રૂપાના લોટા તથા પં-
ચપાત્ર કરતાં તુંબડી ઘણીજ શોભતી
લાગી. અને કેહેતી હતી કે મને સોના
રૂપાના વાસણો કરતાં આ તુંબડીનું
પાણી ઘણું શીતળતા ઉપજાવે તેવું
લાગે છે. હવે તે તમામ ફળો ખાઈ
પાણી પીઈ ક્ષુધા રૂપી અગ્નિ હોલાવી
નાખી શાંત થઈ બેઠી. મનુષ્ય માત્રને
ક્ષુધારૂપી અગ્નિ પોતાના આખા શરીર
ને બાળેછે ત્યારે વૃક્ષના પાના ભક્ષણ
કરે તો કહે છે કે આમાં જેટલી મી-
ઠાશ છે એટલી અમૃતમાં પણ નથી.

પિયસાં માણસને ખારૂં પાણી બાવી
આપ્યું હોય તો તે પણ કેહેશે કે આમાં
ઘણીજ મીઠાશ અને શીતળતા છે. તેમજ
બીચારી દુઃખીયારી ચંદ્રકુમારીએ ક-
રવા માંડ્યું. આપણે કામ, ક્રોધ, મોહો,
મચ્છર અને અહંકારાદીકને અટકાવી
શકવાને સમર્થ છીએ, પણ ક્ષુધા રૂપી
અગ્નિને તથા પિયાસાને અટકાવી શ-
કવાને કોઈ સમર્થ નથી.

સાંજનો સમય થયો હતો. સુર્યનારાયણ પોતાની બીજી દુનીયામાં જવાની તૈયારી કરી થોડે દુર બીરાજ્યો હ-તો. ચંદ્ર, સુર્યની અસ્ત થવાની તૈયારી જાણી, દુનિયા ઉપર પોતાની રૂપેરી રંગની શેત્રંજી બીછાવવાની તૈયારી કરતો હતો. નાહાના મોહોટા વૃક્ષ ઉપર પક્ષીયો કલોલ કરી આમથી તેમ કુદમ કુદા કરી રહ્યા હતા. ગાય, ભેંશ તથા બળદ લીલો ચારો ચરી મોહોટા ઉમંગથી આ-મથી તેમ દોડમ દોડા કરી નગર ભણી જતા હતા. અકું લોકો દુહા ગાતા ઢોળ લઈ ઘર તરફ પોતાની પ્રિયા સહીત આખા દીવશના ઉદ્યોગથી થાકેલાં આરામની આશાએ આનંદ કરતા ચાલ્યા જતા હતા. નદીનો પ્રવાઃ

સ્થિરતાથી ધીમે ધીમે ચાલતો હતો. અને આખા વનમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. આ સમએ રાજા પોતાના કારભારી સાથે બગીમાં બેશી નદી કીનારે ફરવાને સારૂ આવી પોતાના બાગમાં કોટની અલંગે ખુરશીયો નખાવી હવા ખાતા બેશી મછવા દોડાવી રહ્યા હતા, અને ખુશીના પોકાર થઈ રહ્યા હતા.

ખારવાનો નાયક, ચંદ્રાકુમારી, નદીમાંથી મળી તેના સમાચાર કેહેવા તથા પોતાને ઈનામની આશાએ મોહોટા ઉમંગથી રાજા પાસે જતો હતો. અને વેગળેથી સલામ કરી મોહોટા વર્ણથા કેહેછે.

**નાયક**—સાહેબ હું આજ સવારે માહારો મછવો લઈ સામી પાર જતો હતો. એટલામાં વેગળેથી એક પાટીયાને મપડાગાંઠ પડી ગએલું માણસ દેખવાથી માહારો મછવો તે તરફ લઈ જઈ જોતાં એક કુમારીકા માહારી નજર પડવાથી, બીજા કેટલાએક ખારવાઓને બોલાવી કેટલીએક યુકિતયો કરી કાહાડી અમારી કોટડીમાં લઈ જઈ રૂમાં ભારીને તેને સુધીમાં લાવવાની ઘણીજ યુકિતયો કરી, પણ તે વખત મેહેનત વ્યર્થ ગઈ, તે-

થી તેને હોટડીમા પડી મુકી અમારા મછવા લઈ સામી પાર જઈ આવ્યા, પછી હોટડી ભણી ગયા ત્યારે સુખીમા આવેલી જોઈ.

રાજા—તે ક્યાં છે! ને તેને અહીંયાં લાવો!

નાયક—હયો સાહેબ લાવું છું. (બીજા ખારવાને હુ-કમ કરવાથી લેવા જાય છે.)

રાજા—અદપા નાયક તેં એની જાતપાત પુછી હતી. ને તે કીયા ગામની છે, ને કેવી રીતે નદીમા તણાઈ આવી.

નાયક—ના સાહેબ મેં તો કાંઈ પણ પુછયું નથી.

રાજા—ઠીક જા વેહેલો પાછો આવ! (જાય છે.)

રાજા તેને આવવાની વાટ જોતા બેઠા હતા, એ-ટલામાં વૃક્ષના ઓઠા માંહેથી એકદમ બાહાર નીકળી. જે પ્રમાણે વાદળામાંથી એકાએક વીજળીનો ચમકારો થાય તે પ્રમાણે તે અગકી રાજાની દ્રષ્ટે પડી. રાજા કુ-મારીનું મુખારવિંદ જોઈ ઘણો ખુશ થયો, ને પોતાના મન સાથે વિચાર કરે છે કે આહાહા તેની કેવી શુસો-ભીત દોતી છે. એના માથાના કેસના તેજથી માહારાથી તેના સામું જોઈ શકાતું નથી, તેના મુખારવિંદ ઉપરથી માલમ પડતું હતું કે, કોઈ નશીબદારની કુમારીકાછે, ને તેનો

રંગ કેળનાસ્થંભ જેવો તેના શરીરનું વર્ણન સહેનાઈ સાપે લાલશવાળો હતો, તથી તેની બરોબરી ચંદ્ર કરવાને અશકુન હોવાથી અદેખાઈ કરતો હતો. અને તેના નાકનો વળાંક પોપટનાજેવો સુશોભીત હતો. આંખો મૃગના જેવી ચળકતી હતી. અને ગાલ ગુલાબી રંગના હતા તેથી ગુલાબના છોડ તેને જોઈ લજવાઈ નીચુ જોઈ રહ્યા હતા. આંખ ઉપરની પાંપણો કામદેવના આકારે આવી રહી હતી. હોઠ પોથીના રંગ જેવા રાતા શોભતા હતા. સર્વ અવયવોની નાજુકતા અને ઘાટ ઉપર વિચાર નહી કરતાં માત્ર કમર ઉપર નજર કરીએ તો, તેનો વળાંક (પસુઓના રાજા) સિંહના જેવો હતો તેથી સીંહ પોતાનો ગર્વ છોડી દઈ પાહાડોમાં ભટકીયા કરતો હતો. ચંદાકુમારીની કાંતી જોઈ મોહોટા હર્ષથી પોતાના ખોળા ઉપર બેસારી બાલારાના નાયકને ઈનામ આપી વદાય કરયો.

રાજા—અરે માહારી પ્યારી પુત્રી તારા મુખારવિંદ ઉપરથી સાફ માલમ પડે છે કે તુ કોઈ નસીબદાર પુરૂષની પુત્રી છું, પણ તારી આવી દુરદશા કેમ થઈ તે સાંભળવાને હું ઘણો આતુર છું, માટે બનેલી સર્વ હકીકત કહી મને શાંત પમાડ?

**ચંદ્રાકુમારી**—અરે માહારા રાજ્ય પિતા માહારી
વીતક વાત આપ સાંભળવાને આતુર
છો તો કહું છું તે સાંભળશો.

હું ચંદ્રનગરના ચંદ્રસિંહ રાજાના કારભારી ચંદુલા-
લની પુત્રી છું. માહારા પ્રિય પિતાની ઉમર પચાસ વ-
ર્ષની થઈ પણ માહારા શિવાય બીજું એકે સતાંન નથી.
તેથી મોહોટા હર્ષથી માહારા ઉપર વાહાલ ઘણુંજ દે-
ખાડતા. એક વખતે હું માહારી પુસ્તકાલયમાં બેશી
પુસ્તક વાંચતી હતી. સાંજને વખતે ખુલ્લી હવાનો લા-
હાવો લેવા માહારા બાગમાં મારી પ્રિય સખી તારાગવરી
બંને ગયા હતા, ને કેટલીક વાર બાગમાં આમ તેમ
ફરી નદી કીનારા ઉપર ગયા. આ વખતે નદીમાં પુર એ-
ટલું તો જોસમા આવતું હતુ કે આડો પાહાડ આવ્યો
હોયતો એને લઈ જાય, એવામાં માહારો પગ અચા-
નક ખશી જવાથી નદીમાં તણાઈ ગઈ. કેટલેક દુર જ-
તાં માહારા હાથમાં પાટીયું આવવાથી તેને બાહાથ
પડી. છ દીવશ સુધી આ નદીમાં બેસુધ રહી બાદ આ
લોકોએ કાહાડી પોતાની ઝોપડીમા સુધીમા લાવવા
ને ઘણીજ યુકિતયો કરી, પણ તે વખત ઓંપધી ગઈ.
એટલે આખર પડતી મુકી માહ્યા ગયા પછી હું

સુખામા આવી એટલે હું છ દીવશની ભુખી હતી તે-
થી કેટલાક ફળ ફળાદીક લાવી માહારી આગળ મુક-
વાથી ખાઈ પાણી પીઈ શાંત થઈ. પછે આપની પાસે
લાવ્યા. આ વાત સાંભળી રાજા પોતે ગળગળા થઈ
પોતાની આંખોમા આંસુ લાવી ચંદાકુમારીને પોતાની
છાતી સરસી દાબી અરે માહારા બાપ! માહારી પ્યારી
પુત્રી તાહારા દુઃખની વાત સાંભળી માહારા શરીરમા
એક યુકત થઈ રૂવે રૂવાં ઉભાં થાય છે, પણ પ્યારી
ધભરાઈશ નહી. હવે તારો સુખનો સુરજ ઉગ્યો એમ
સમજી આ કીમતી ધરેણાં તથા આભુષણો તાહારા
અંગ ઉપર ધારણ કરી અમારી રાણીના રંગમેહેલમાં
ખાઈ પીઈ રમતા ફરો કાંઈ ધભરાઈશ નહી, ને તાહારા કુ-
શળ સમાચાર તાહારા પિતાને આપુ છું.

રાજા કારભારી અને ચંદાકુમારી બગીમાં બેશી પો-
તાના ઘર તરફ જવા નીકળ્યા તે વખત રાતના નવ
વાગ્યા હતા. વાદળ સ્વચ્છ હતું, ચંદ્ર પ્રકાશીત થઈ પો-
તાની શોભાયમાન રૂપેરી રંગનો ગલીચો આખી દુનિયા
ઉપર બીછાવી દઈ શાંત પમાડતો હતો. કોઈ કોઈ ઠે-
કાણે ચીબડીઓનો ભયંકર ચિકારો થઈ રહ્યો હતો.
તમરા ટીટરના ટીકાર શબ્દ થઈ રહ્યાં હતા. દેડકાઓ

કુવા નાછંક ડે ડે કરી રહ્યા હતાં. પક્ષીઓ પોતાના માળા ઉપર લસલસાટ ઊંઘ લઈ રહ્યા હતાં. વાગોળો પોતાનો બેસુરો અવાજ કાહાડી ચીચીઆરો કરી આમથી આમ ઉડાઉડ કરી રહી હતી. નાહાના મોહોટા વૃક્ષો ઉપર ચંદની પડવાથી બરફના જેવા તેના પાંદડાં ચળકતા હતાં. અને આખા વનમાં શીતળનાનો વરસાદ વરશી રહી પરૂ પક્ષીયોને શાંત પમાડતા હતા. આ સર્વ શોભા જોતા પોતાની બગી દરબાર આગળ આવી પોંચી. કારભારી પોતાના રાજાની રજા લેઈ ઘર તરફ ગયા. ચંદાકુમારી છ દીવશની ભુખી હતી તેથી પોતાના રશોઈ કરનાર બ્રાહ્મણને બોલાવી ભોજન કરાવી કેટલીએક દાસીઓ સોંપી જુદા રંગમેહેલમાં ઘણા દીવસથી પાડેલી હતી. તેથી સુવાની રજા આપી, રાજા પોતાના સપનગ્રહમાં ગયા.

ચંદાકુમારી પોતાના સપનગ્રહમાં ઢોલ ઉપર સુતી સુતી વિચાર કરે છે. અહો પ્રભુ! તાહારી ઈરછાથી માણસ કોઈવાર જમે તેવી વીકટ જગાએ જઈ ફસાય છે, તો તેની ફીકર તુ રાખ્યા વગર રેહેતો નથી. દુનિયામાં કીડીથી તે કુંજર સુધી સર્વ તાહારી નજર તળે છે, ને સર્વ મનુષ્ય માત્રની કરણી ઉપર નજર નકી.

રાખતાં દુઃખની વખતે સાહ્ય થાય છે. અરે દીનદયા-
ળ તે પેલા ખારવાના અંતઃકરણમાં પેશી તેની દુષ્ટ બુધ્ધિ-
ને સ્વચ્છ કરી મુજ દુઃખીયારીને સંકટમાંથી મરતી બચા-
વવા મછવો મોકલી બાહાર કહડાવી. ને માહારા ઉપર
નાયક સીવાય બીજા ખારવાઓની નજર બુરી હતી. તે
થી તે લોકો આમણસામણ માહારૂં શિયળ ભંગ કર-
વા ગુપચુપ વાતો કરતા હતાં, તેમાંથી કોણ જાણે
કે કેવું એ ભયંકર પરિણામ નિપજત. અરેરે!! મુજ
અબળાનું આટલા બધા આગળ શું ચાલત. પણ તું
રાજાના અંતઃકરણમાં પેશી માહારી રખેવાળીને વા
સ્તે મોકલ્યા. અહોહો જગત કરતા તું નોધારાનો આ
ધાર છે, તું આખી દુનિયાનો પિતા છે, તને માહારી
ફીકર ન હોય તો બીજા કોને હોય, માટે તેણેજ મા-
હારી વારે આ રાજાને મોકલ્યા. અને હું માહારે પેર
જેવી સ્થિતિમાં હતી તેવીજ સ્થિતિમાં લાવી મુકી. પણ
મારી પ્રિય સખી અને માત પિતા કેવી સ્થિતિમાં હશે.
અરેરે!! મને આ વિયોગથી માહારૂં અંતઃકરણ ફાલીખાય
છે, ને કાંઈ ચેન પડતું નથી. એવો વિચાર કરતાં કરતાં
નિંદ્રા દેવીના સ્વાધિન થઈ કેહે છે કે

## ભુજંગી છંદ.

ગતી ન્યારિ છે તાહરી જગનાથ,
બચાવી મને દુખમાંથી અનાથ;
ગઈતી નદીમાં જહારે તણાઈ,
નહોતી મને સાન કે સુધ કાંઈ. ૧

બચાવી મને લીધી તેં જગતત્રાતા,
દિધું પ્રાણનું દાન તેં સુખ દાતા;
મતી ગુઢનું મુઢ શું વીર જાણે,
જમો ભૂર શું ઉરમાં ભેદ આણે. ૨

કળા તુજતો પાર કોઈ ન પામે,
અહુ અહિરે તુજને શીશ નામે;
દિનાનાથ હે દેવના દેવ આજ;
તમે રાખી છે માહરી મોટી લાજ. ૩

નથી આશરો કોઈનો લેશ મારે,
પ્રભુ તુ વીના મુજને કો ઉગારે;
તમે પ્રાણિની સર્વ સંભાળ રાખો,
જીવે છે તમારા વડે જીવ લાખો. ૪

મતી ભુપના ચીતમાં તેં ઠસાવી,
નહી ફંદ તેં ખારવાને ફસાવી;
દિધી સાહ્ય રૂડા ભુપાળે કૃપાળી,

જાચી હું ઓર એ નિગુણી ત્રપાથી. ૫

ધરી લક્ષમાં રક્ષ મારૂંજ કાપું,
હવે કાર્યરે માહરૂં સર્વ સીધ્યું;
પ્રભુ છે મતી તાહરી છેક ન્યારી,
વળી ને વળી હું જઉં નેટ વારી. ૬

ચંદ કુમારીનું દુઃખ દાયક બ્યાન રાજાએ પોતાની રાણી આગળ કરયાથી, રાણી ચંદાકુમારીને જોવા ઘણીજ આતુર હતી. પ્રાતઃકાળનો ઉદય થયો એટલે રાણીએ પોતાની દાશીને બોલાવી મોહોટા હર્ષથી ચંદાકુમારીને પોતાની પાસે બોલાવવા આજ્ઞા કરી. દાશી રાણીના હુકમ મુજબ બોલાવી લાવી. ચંદાકુમારીને જોવી રાણીએ આવતી જોઇ તેણી મોહોટા હર્ષથી ઉઠી હાથ ઝાલી પોતાના પલંગ ઉપર બેસારી તેનુ મુખારવિંદ જોઈ એકદમ રડી પડી.

ચંદાકુમારી——અરે માહારી પ્રિય માતુશ્રી તમારૂં રૂદન જોઈ માહારાથી સહન થઈ શકતુ નથી માટે તમારી અમૃત રૂપી વાણીથી માહારા દુખને દૂર કરો.

રાણી——અરે પ્યારી પુત્રી તાહારા દુઃખ વિશેનુ પરીણામ સાંભળી તથા તાહારૂં મુખારવિંદ જોઈ

મને ઘણો અફસોસ થાયછે. ને હરદમ માહારી છાતી ભરાઈ આવે છે. અરે માહારી પ્યારી તાહારા ઉપર આટલું બધું દુઃખ પડ્યું પણ તે વિશેનું કાંઈ તાહારા ચેહેરા ઉપરથી માલમ પડતું નથી. સાબાશ તાહારી અક્કલ અને હીમતને.

ચંદાકુમારી— અરે માહારી પ્યારી માજી મનુષ્ય માત્રને માથે સુખ દુઃખ તો પ્રમેશ્વરે પ્રથમથી કરી મુકેલું છે. શું શોક કરેથી પ્રમેશ્વર દુઃખ ઓછું કરશે? ના તે પ્રમાણે કરવાને સમર્થ નથી. માટે માહારી પ્યારી માજી સુખથી ખુશી થવું નહી. ને દુઃખથી દલગીર રેહેવું નહી. શરીરમાં દીલગીરી રાખવાથી મનુષ્ય અક્કલ હીન, કમઠોવત અને આયુસ હીન થાય છે. માટે ગમે, એવું દુઃખ પડે તો શોક નહી કરતાં દુઃખના નિવારણને સારૂ યુક્તિયોની સોધન કરવી.

રાણી ચંદાકુમારીની વાત સાંભળી ઘણી ખુશી થઈ

એટલે પોતાના રંગમેહેલમાં જવાની રજા આપી દાસી સ
થે વિદાય કરી. હવે ચંદાકુમારી પોતાના રંગમેહેલ તરફ
જતી એટલામાં સામેથી રાજકુંમાર લાલ ખુબસુરત ઘોડા
ઉપર બેસી જોસમાં દોડાવી આવતો હતો એટલામાં આ
ખુબસુરત નાજણીને જોઈ સ્તબંધ થઈ ગયો અને તેના
થી કેટલીએક વાર સુધી હલાયું પણ નહી તેમ ચલાયું
નહી ને મુઢ જેવો બની ગયો. થોડી વારે સુધીમાં આ-
વ્યો એટલે કેહેછે કે, હે પરમેશ્વર એ રંભા તે કોનું ઘર
શોભવવાને ઉત્પન્ન કરી છે, ધન્ય ભાગ્ય તેનાં કે જેને
ઘેર એ માહાલશે. કેવી એની કાન્તી જાણે ઈંદ્રની અ-
પછરા સ્વર્ગમાંથી ઉતરી પુથ્વી ઉપર આવી. અરે તેની
ચાલ જોઈ હંસનેપણ અદેખાઈ આવ્યા વગર રેહે નહી.
વાહ એની વાણી તો અમૃત કરતા પણ મીઠી લાગે છે.
અરેરે હું કેવો મુર્ખ કે આવો લાગ ખોયો, ફીકર ન-
હી ગમે તેમ થાય પણ છોડવાનો નથી, ને હું તેની દાસીની
સાથે સંતલસ કરીશ તો ગમે તેમ સમજાવીને લાવી આપ-
સે. રસ્તાના બનાવથી કુંવરને બીલકુલ ચેન પડતુ નથી.
અને પલંગમાં આમથી તેમ આળોટયા કરેછે. કેટલીએક
વારે નિદ્રા દેવીને વશ થઈ જાયછે. આ દેવીનું માહાત્મ
કેવુંછે, ઈશ્વરે પોતાના અપાર ડાહાપણથી કેવા ગુણ એ-

મા મુકેલા છે, આરામ અને તનદુરસ્તી એવા અમુલ્ય ગુણ હ્દયમાં પ્રવેશ કરી રહેલાજ છે, પણ તેમની સા-થે એક ખુબી વિશેશ છે કે, જ્યારે મનુષ્યના મનમાં એક ચુકતરૂપી અગ્નિ પ્રવેશ કરી આખા શરીરને બા-ળતો હોય ત્યારે તેના શરીરમાં નિદ્રા દેવીએ પ્રવેશ ક-રી સાંત પમાડે છે. હવે જ્યારે નિદ્રા દેવીને શરણ ક-ચો ત્યારે હું ક્યાં છું, મારી સ્થીતી કેવી છે, તેનું તેને કાં-ઈ પણ આત્માનું કે દેહનું ભાન રેહેતુ નથી, અને પ્રા-તઃકાળમાં ઉઠે છે ત્યારે તેની ગમે તેવી દલગીરી અને હરકોઈ દુખમાં અડધો અડધ તફાવત માલમ પડી આ-વે છે. જ્યારે રાજકુંવર ચંદાકુમારીના વિયોગથી જે-ટલું દુખ થએલું તેમાં આ વખત પ્રાતઃકાળે અડધો અ-ડધ તફાવત માલમ પડતો હતો. પણ વખતે વખતે દલ-ગીરીનો જોરસો તેના શરીરમાં ઘણોજ ભરી આવતો. દા-તણ પાણી કરી પોતાના સહયનગ્રહમાં આરામ ખુરસી ઉપર બેસી પાસેના બીલોરી તકતામાં પોતાનું મુખાવિં-દ જોતો બેઠો એટલે તેના હ્દયમાં રાત્રી સાજના બના-વ સાંભરી આવી સમુદ્રની છોળની માફક ઉપરા છાપરી તુરંગના મોજા આવવા લાગ્યા. હાયહાય!! હવે શું કરૂં મને કાંઈ ઉપાય સુજતો નથી અરેરે!!! હું કેવો ભાગ્યહિન

કે આવેલો સમય જવા દીધો. અરે બેસી કેમ રહ્યો છું શું કરૂં કાંઈ સુજતું નથી. આ પ્રમાણે બબડા કરે છે એટલામાં ચંદાકુમારીની દાસીને આવતી જોઈ બેઠો થઈ પડે છે.

કુંવર—અરે મ્હારી વાલી દાસી તું ભલે આવી નહીતો હું જુરીજુરી મરત.

દાસી—અરે સાહેબ આપનું મુખારવિંદ જોઈ મને ઘણીજ એડયુકત દીલગીરી થાય છે. માટે આપની દલગીરીનું પરિણામ કહો મારાથી બનતી મેહેનત કરવાને દાસી હાજર છે.

કુંવર—અરે માહારી પ્યારી દાસી મને ખબર છે કે માહારૂં દુખ તાહારા શિવાય ભાગનાર નથી. તું જાણે છે કે હું કાલ રોજ ઘોડા ઉપર બેસી આવતો હતો ત્યારે તારી સાથે જે કુમારીકા હતી તેને જોઈ મારૂં રદય ભેદાઈ ગયું તેના વિયોગથી હું દુખ દરિયામાં ડુબુછું. માટે હે પ્યારી વિયોગ રૂપી અગ્નિ હોલવી મને શાંત પમાડ.

દાસી—અરે સાહેબ ફીકર નહી. તમો આજ રાતના અગીયાર વાગે આવજો. રંગમેહેલનો મેડી ઉઘાડી મુકીશ.

કુંવર—માહારી પ્રિય તાહારૂં હાવું બોલવું સાંભળી

મને એટલો તો હર્ષ થાય છે કે તેનું વર્ણન
કરવાને અશકત છું.

દાસી—હવે સાહેબ મને રજા છે, બહુ વખત થયો.

કુંવર—હા, જાય. (જાય છે.)

વિચાર-ઘણી ગરમીથી તપી ગએલા અને અકળાએલા માણસને ગુલાબજળ અને લીમલેટ પીધાથી શરીરને ઠંડક થાય છે તેજ પ્રમાણે દાશીની કબુલાતથી આ કુંવરનો દુઃખ રૂપી અગ્નિ ધડો પડ્યો અને જેમ પપૈયો વરસાદ રૂપી પ્રિયની વાટ જોતો મોહો ખુલ્લું કરી બેઠો હોય તે પ્રમાણે કુંવર અગીયાર વાગ્યાની વાટ જોતો બેઠો હતો. દાશી ચંદ્રાકુમારીના રંગમેહેલમાં જઈ કેહેછે.

દાશી—માહારી પ્યારી બેહેની હું આજરોજ કુંવરના
રંગમેહેલમાં સેજ ગઈ હતી તો કુંવર તમારા ઉપર ઘણા આસક થયાછે, ને આજરોજ રાતના અગીઆર વાગતા અતરે આવવાનો વદાર કરયો છે.

ચંદ્રાકુમારી—(ઘભરાઈને) હેં! રાજકુંવર અંહી આવવાના છેં, પણ તું રાજકુંવરને જઈ એટલું કહી આવ કે તમારી સાથે સ્નેહ બાંધવાને ઘણીજ ખુશી છે. પણ

હાલમાં માહારે આઠ દીવશ સુધી, પુરૂષ સ્પર્શ નહી કરવા નીમ લીધેલું છે. માટે આઠ દીવશ પછી આવજો.

દાસી—બહુ સારૂ માહારી બા, હું જઈ કહી આવું છું. (જાય છે.)

કુંવર—(દાશીને આવતી જોઈને) આવ માહારી પ્યારી દાશી કેમ આવી?

દાસી—માહારા સાહેબ તમારી કહેલી હકીકત કેહેતાં તમારી સાથે સ્નેહ બાંધવાને ઘણીજ ખુશી છે, પણ આઠ દીવશ સુધી પુરૂષ સ્પર્શ નહી કરવાનું નિયમ લીધેલું છે, માટે ત્યાર પછી આવવાનો વિચાર રાખવો.

કુંવર—બહુ સારૂ, આઠ દીવશ પછી આવીશ. જા જઈ કેહે?

દાશી—હા જઈ કહું છું. (જાય છે.)

કુંવર અરે! મને વિશ્વાસ બીલકુલ પડતો નથી. શું મને ફરેબ દઈ નાશી જવાનો તો વિચાર કરતો નથી. હા તેમજ હશે, લાવ હું પણ તેના રંગમેહેલ આગળ ચોકી મુકુ એટલે તરત ખબર પડશે. કેટલાએક આરબની ચોકી મુકી બંદોબસ્ત કરી લીધો.

દાસી—(ચંદાકુમારી પાસે જઈને) બાઈસાહેબ તમારા હુકમ મુજબ કહી આવી, આઠે દાહાડે આવશે.

ચંદાકુમારી--(દીલગીરીથી) ઠીક.

હાયહાય!! હું કેવી ભાગ્યહીણ, અરે પ્રભુ, હે જગતપતી, મને તે આ દુનીયામાં આવા કષ્ટને સારૂજ જન્મ આપ્યો છે, આ તાહારો શો કોપ! પેલા જન્મમાં કોણ જાણે એવું શું અઘોર પાપ કરયું હશે કે તેનું આ ફળ. હે દીનદયાળ મુજ અબળા ઉપર આટલું સંકટ! અરે મારા પ્રાણપ્રિય પિતા તાહારી શી વલે હશે, ને તને જો આ ખબર થાય કે તારી પ્યારી પુત્રી અજાની કુંવરના પંજામાં આવી ભરાઈ છે તો તું એક ક્ષણ પણ ઉભો રહે! અરેરે કુંવર માહારૂં પ્રિયળ ભંગ કરવાની ખાયસ રાખે છે પણ તે પ્રમાણે બનવું મુશકલ છે.

દાસી--અરે માહારી પ્યારી બેની તું આટલો બધો શોક કર નહિં હીંમત પકડ.

ચંદાકુમારી—અરે દુષ્ટ દાસી તું આવા સંકટમાં શોક કરવાનું ના કહે છે તેથી માહારૂં રદય ધાણું ભરાઈ આવે છે, ને હું હીંમત શી આશા ઉપર પકડું, આપડે ચારે તરફથી

મેરાઇ ગયાં છીએ અને થોડી વારમાં
એ દુષ્ટ કુંવર આવી મારા ઉપર બળા-
તકારી કરી માહારૂં શિયળ ભંગ કરશે
તેથી માહારૂં રહ્દય ઘણું ભેદાઇ જાયછે.

દાસી--અરે માહારી પ્યારી આ કુંવર આગળ
આપડું કાંઇ પણ ચાલવાનું નથી ને જેટ-
લો શોક કરશો એટલો નકામો છે. તમારી
રતન જેવી આંખ્યોમાંથી જે પોહોર થયા
આંસુનો વરસાદ વરસી રહ્યો છે. માટે હે
પ્યારી નસીબ ઉપર હાથ મુકી બેસી રહો.
જેમ ઇશ્વર ધારી હશે એમ થશે.

ચંદ્રકુમારી—અરે દુષ્ટ! એમ કેમ થાય (મનમાં ત્રણ
દીવસમાં માહારો શત્રુ રાજકુંવર શિયળ
ભંગ કરવા આવશે તે વખત માહારી આ
બળાજાતીની શી અવસ્થા. હાયહાય!
એ વિચાર કરૂં છું ત્યારે માહારા અંતઃ-
કરણમાં અગ્નિના ભડકા બળે છે અ-
ને મારો જીવ આ વાત સાંભળી બી-
લકુલ કહ્યું કરતો નથી. હે ઇશ્વર દીનદ-
યાળ દીનાનાથ તું મુજ ગરીબ અબળા-

ની વારે મહુડને).

દાસી--અરે માહારી પ્યારી હવે તમારે દલગીરી કરવાનો વખત નથી. ને તમો રાજકુંવર સાથે મળી જઈ હાશવિનોદની વાતો કરો, નહીતો તમારો કુજતો થશે તોપણ છોડવાનો નથી.

ચંદ્રાકુમારી--(પોતાના મનમા ગુસ્સા કરીને) અરે દુષ્ટ શા વાસ્તે આ ક્રુર વચન કહી મુજ દુખીઆરીને વધારે દુખી કર્યા કરે છે આ દુખેજ હું ઘાબરી થઈ ગઈછું ને પરમેશ્વર પાસે મરણ માગુછું કે આ સંકટમાંથી મારો છુટકો કરો.

દાસી—ખરૂં. પણમરણતો ઈશ્વર કાંઈ માગ્યું આપતો નથી. અને તમો આવી રીતે બોબાત કરી તમારૂં રાજકુંવર આગળ શું ચાલવાનું છે માટે કાંઈ પણ તકરાર કરયા વગર રાજકુંવર સાથે મળી જાઓ. તેને અટકાવવામા કાંઈ પણ ફાયદો નથી, ને ઉલટો કુજતો થશે.

ચંદ્રાકુમારી—(મોહોટા ગુસ્સાથી) અરે દુષ્ટ પાપણી

તું આવી શીખામણ આપવા સારૂ
માહારી સાથે છળભેદ કરી માહારૂ
શીયલ ભંગ કરાવેછે. જા તાહારૂ પ્ર-
મેશ્વર કદી સારૂ કરનાર નથી અને
રોમ રોમ નરકે પડીશ.

**દાસી**—અરે માહારી બાઈસાહેબ તમો આટલી બધી
શું કરવા જીકર કરો છો. તમો અબળા જા-
તનું એ કુંવરના મોહોડા આગળ શું ચા-
લવાનું છે.

**ચંદાકુમારી**—કાંઈ ફીકર નહીં હું આ તરવાર વતી
માહારો આપઘાત કરીશ, પણ શીયલ
ભંગ કદી કરનાર નથી.

**દાસી**—માહારી બાઈસાહેબ તમારા પુરૂષ આ-
ગળ શા ભાર છે એનો જરા વિચાર તો ક-
રો, આમ છેક ખેવકુફી શું કરવા કરો છો.

**ચંદાકુમારી**—તેના આગળ મુજ અબળાનું કેટલું
ચાલશે તે તો હું આગળથી કહી શ-
કિત નથી. સત્યનો બેલી પ્રમેશ્વર
છે. અરે! દુષ્ટ, ધર્મહીન દાસી મને હિ-
મત આપવાને બદલે માહારા ગાત્ર ઢો-

ડી નાખવાની યુક્તિયો કરે છે. ધિક્કાર છે તાહારી અકલ અને બુધ્ધિને.

દાશી—અરે માહારી બાઇ, કોઇ માણુસ આપધાત કરતુ હોય અને તે ન કરવા વિશેની યુક્તિ કરવી તે માણસ ઇશ્વરનો ચોર કદી થનાર નથી. તેમજ બાઇસાહેબ તમો આપઘાત નહી કરવા વીશેની હીમત આપુછું. આત્મઘાત કરવાથી તેનો કેટલો દોષ છે તે તો તમો જાણો છો. માટે બાઇસાહેબ તમારા નઠારા વિચારને ધિક્કારી કુંવર સાથે મળી જાવ.

ચંદાકુમારી—હે દુષ્ટ દાસી શાસ્ત્રમાં લખ્યું છે કે સ્ત્રીનું શીયલ ભંગ થયા કરતાં દેહ ત્યાગ કરવો ઉત્તમ છે, અને તેનાથી દોષ બીલકુલ લાગતો નથી, માટે હે દાસી મરવાને કબુલ છું પણ માહારા માતપિતા કુળને કદી એબ લગાડી પ્રમેશ્વરની ગુન્હેગાર થનાર નથી.

દાસી—સર્વે વાત ખરી, પણ તમો અહીયા આવ્યા તારની તમારા માત પિતાના કુળની

લાજતો ગઈ અને સર્વ લોકો એ પણ જાણ્યું છે.

મંદાકુમારી--ફીકર નહીં. પણ હું મારા ધર્મમા રહીશ અને બીજાને વિશ્વાસ નહી પડે તેની હું કાંઈ પણ દરકાર કરતી નથી. પણ માહારા પ્રાણથી વ્હાલા જે માહારા પ્રાણનાથ તથા ઈશ્વરના હુકમને ઓલંઘણ કરનાર નથી.

કાશી--તેતો ખરૂં. પણ માહારા પ્યારા બાઈસાહેબ આ જગતમાં આથી શું લઈ જવું છે. કેહેવત છે કે જીવ્યા કરતાં જોયું ભલું છે. તેમ તમો કેમ વર્તતા નથી અને આડે આડે રસ્તે ચાલ્યા જાવછો. તમો જાણો છો કે આયુસ ચપલ કેહેવાય છે ને વીજળીના ચમકારાની પેઠે ચાલ્યું જાય છે, માટે હે સખી આ આયુષ્ય વખતે જે રંગ ભોગ કરી લીધા તે આપણા મુવા પછી શું સુખ મળશે એ કેમ આપડા ધારવામાં આવે. આપડે એમતો જાણીએ છીએ કે એક દીવસ સંસાર છોડી જવું છે તેનો નિશ્ચય છે ત્યારે આપડા મ-

યમાં આવેલું સુખ જવા દેવું એ મોહોટી
મુર્ખાઈ છે; જવાની સદા કાળ બેસી રેહે-
વાની નથી. ગઈ કે એ જશે પછી સુખ
મળવાનું નથી. માટે માહારી પ્યારી તમારા-
થી આ સુખનો લાવો લેવાય એટલો લે-
વામાં તમે અટકાવ કરતા નહી.

ચંદ્રાકુમારી—(તરવાર ઉઘાડી કરીને) અરે દુષ્ટ રં-
ડા એક પણ શબ્દ વધારે બોલીશ તો
આ તરવારથી તારા ટુકડે ટુકડા અને
ચુરેચુરા કરી નાખીશ, જા અહીંયાથી
નહીતો હમણા તને જમપુરીનો રસ્તો
બતાવું છું.

દાસી—વારૂં બાઈસાહેબ તમારી નજરમાં આવે તે
મ કરો. હું તો માર આ ચાલી. (જાય છે.)

અરેરે! હાયહાય! આ દુષ્ટ રાજકુંમાર જરૂર એક
બે દીવશમાં માહારૂં સિયળ ભંગ કરશે. માહારે હવે શો
ઉપાય કરવો તે મને કાંઈ સુજતું નથી. પેલી રાંડ ચં-
ડાલની દાસી પણ ફુટેલ નીકલી. મને હીંમત આપવાને
બદલે રાજકુંમારમાં સામેલ થઈ માહારૂં શિયળ ભંગ ક
રવાની સલાહ આપવા આવી છે. અરેરે! માહારી થી

અવસ્થા, હે દીનાનાથ, દીનદયાળ, જગત કરતા શું તું પ-
ણ આ અજ્ઞાની અને પાપીષ્ટના જેવો નિર્દય થઈ બે-
ઠો છું, ને તેં શું ધાર્યુ છે. અરે! આ દુષ્ટ કાળના પંઝામાં-
થી કેમ છુટીય. હવે શું કરૂં હાય હાય!! હવે આ મુ-
જ નિરપ્રાધી અબળા ઉપર નિર્દય અને ઘાતકી બળા-
ત્કાર કરવાનો. અરેરે હું કોણ, માહારી જાત શી. અરે
પ્રમેશ્વર તેં ભરી સભામાં દ્રૌપતીની લાજ રાખી તો શું
માહારી જવા દેશે ને આવા આવા અગણિત કાર્ય ક-
રેલા છે તો શું તુ માહારી આ એક નિરપરાધી દાશીની
વારે નહી થાય? ગમે તેમ થાય પણ માહારૂં શિયલ
ભંગ કદી કરવાની નથી. મને યાદ આવ્યું કે આ પા-
સેના દીવાનખાનામાં કુંવરનો પોશાક પડેલો છે તે લાવી
પુરૂષવેષથી ઘોડારમાંથી ઘોડો લઈ ચલ ધરવી.

રાતના બાર વાગ્યા એટલે ચંદાકુમારી ઉઠી પાસે
ના રંગમેહેલમાંથી કુંવરનો પોશાક લાવી સ્ત્રીવેષબદલી
નાખી પાછલી બારીએથી દોર બાંધી ઉતરી ઘોડારમાંથી
ઘોડો લઈ સ્વાર થઈ પ્રાણનગરનો રસ્તો પકડ્યો.
જેમ જેમ આગળ ચાલવી તેમ તેમ ચંદાકુમારીની છા-
તી ધબકવા લાગી, રાત અંધારી હતી. આકાશમાં તારા
ચકચકાટ મારી રહ્યા હતા, તેના ઉજાસથીનાહાના મો-

મ્હોટાં વૃક્ષો દ્રષ્ટીએ પડતા હતા. પવનના સુસવાટા ચાલી રહ્યા હતા. પાહાડોમાં સિંહ ગરજનાથી આખું જંગલ ધમ ધમી રહ્યું હતું, અને બાજી રાણી પક્ષીયોના બેસુરા ભયાનક અવાજ કાને પડતા હતા. આવે સમએ એક અઘોર વનમાં બેધડકથી ચંદ્રકુમારી ઘોડો ફેંકતી ચાલી જતી હતી. કેટલેએક દુર જતાં તે ઘણી થાકી ગઈ, કોઈ દીવસ ઘોડા ઉપર બેઠેલી નહીને જાતે કોમળ અને સ્ત્રી જાત એટલે તેના અવયવો અને શરીરના સાંધે સાધા દુઃખવા લાગ્યાં, અને તેના શરીરમાં એટલું બધુ કળતર અને થાક લાગ્યો કે તેનાથી ટટાર બેસવાની શક્તિ બિલકુલ મંદ પડી ગઈ હતી, તેથી પાસેના ગામ નજીક બાવાના વિસરામમાં જઈ પોતાનો ઘોડો ઝાડે બાંધી આરામ લેવા ગાદી પાથરી સુતી પણ તેને તરસ ઘણી લાગી હતી તેથી પાસેની નદી ઉપર હળવે હળવે જઈ તરસ રૂપી અગ્નિ તેના શરીરમા લાગ્યો હતો તે હોલાવી શાંત થઈ. પોતાના મુકામ ઉપર આવી.

પ્રાતઃકાળ થયો સુર્ય નારાયણે પોતાની સોનેરી રંગની શેરંજી આખા જગત ઉપર બીછાવવાની તૈયારીમા હતો. દેવળોમાં શંખ નાદ થઈ રહ્યા હતા. ચંદ્રકુમારી

નીંદ્રા દેવીના પંઝામાંથી છુટી નહી હતી ને બઇ રાતનો થાક તેને ઘણોજ લાગ્યો હતો તેથી તે દીવશે ત્યાંજ વિસરામ કરી રસોઇ બનાવી ભોજન કરી આરામ લેવા નિંદ્રા દેવીના સ્વાધીન થઇ. સંધ્યાકાળે કુચ કરવાનો નિશ્ચે કરયો.

## પ્રકરણ ૬ ઠું

સંધ્યાકાળે ચંદાકુમારી ઘેડા ઉપર સ્વાર થઇ રસ્તે ચાલતી હતી તે વખત આકાશ સ્વચ્છ હતુ અને તેમા એક પછી એક ચળકતા તારા દ્રષ્ટીએ પડવા લાગ્યા. સર્વ ઠેકાણે અંધકારની પછેડી બીછાવી દીધી. પસુ પક્ષીઓ નિંદ્રા દેવીને વશ થઇ ઝોકાં ખાતા બેઠા હતા. કોઇ કોઇ ઠેકાણેથી ભયાનક અને બેસુરા અવાજ કાને પડતા હતા. આ પ્રમાણે રાતની શોભા જોતા જોતા ઘોબારી ડુંગરે આવી પોહોંચી, રસ્તાની બંને બાજુએ ડુંગર પોતાના મસ્તક ઊંચા કરી વાદળોની સાથે વાતો કરતા ઉભા હતા. રસ્તો ઘણો વીકટ હતો અને અંધારૂં ઘોર હતું. જંગલમાં આકાશના તારાના પ્રકાસનો ઉજાસ પડતો હતો પણ બંને બાજુએ લાંબા અને પોહોળા ડુંગરાની લાહાર આવી રહી હતી એટલે તે પણ ઝાંઝા

પડી ગયો. આવા ભયાનક જંગલમાં ઉડતા પક્ષીની આવવાની હીમત નહી ચાલતી તો મનુષ્ય પ્રાણી ક્યા- હાંથી નજરે પડે. અઘોર વન જાણી આ અને વિકટ જંગલમાં આવે ભયાનક અને બીહામણે સમએ એક સુરા પુરૂષની આવતા છાતી ચંમકેતો ચંદ્રાકુમારી જેવી અબળાને કેમ ભય લાગ્યા વગર રેહે; પણ પોતાની છાતી વજર સરખી કરી એખડકથી ઘોડાને દોડાવતી જતી હતી કેટલીએક વારે ડુંગર વટી વિશાળ જંગલમા આવી ઘોડા ઉપરથી ઉતરી પાસેના કુવામાંથી પાણી લાવી પીઈ વિસરામ લેઈ સ્વાર થઈ પંથે પડી.

સ્થળ લુટારૂનું મુકામ.

રાણાજી--સામાજી, બા એગારજી ક્યાંહા ગયા છે! તેમને બોલાવી લાવોને અમલ પાણી- ના વખત થયા.

સામાજી--હા બા આ બોલાવી લાવું છું. (જાય છે) બા એગારજી, રાણાજી બરકેછે(બોલાવેછે)

એગારજી--આ આવ્યો, જરા આમલીના છોડી આ હકો ભરવા ભાજી લાઈને, જઈને રા- ણાજીને કહો.

સામાજી-હારૂ બા જઈ કહુંછું વેલા આવજો. (જા-

પડે) ભા એગારજી સો ડીપા લઇ આવે છે.

રાણાજી—આ આવા એગારજી. હાલો બા હાલો વખત થઇ ગયા.

એગારજી--આ આવો બા. (આવી બેસે છે.)

રાણાજી—એગારજી હયો ભા આ ડાબલી કસુંબા કાહાડો.

એગારજી--લાવો બા. (કસુંબો કાઢી) સામાજી હયો, રાણાજીને આલો.

રાણાજી—શું મને આપો છો ત્યારેતો બસ બસ બહુ થયું.

એગારજી--હયો રાણાજી આ માનાજીને આપો.

માનાજી--હયો રેહેવા દ્યો બહુ થયું મરી નથી.

મકુતીઆજી--અરે બા ઘણા ઘણા ડાકડા જો આ પણ રાણાજીની બરોબર થવાનાછે.

રાણાજી--એગારજી આ મકુતીઆ ઠાકોરને આલો.

એગારજી--હયો આ મકુતીઆજીને આલો.

માનાજી--(હાથેલીમાં લઇ અડપો તોલો રાગુ ના ખી) હયો ઠાકોર.

મકુતીઆજી—રંગબાને રંગભાઇ રંગ પાનારને રં-ગ રાણાજી ઠાકોરને વાહ બા વાહ

અફીણને કાચું સોના જેવું છે, આ-
વું મારી ઉમ્મરમાં પણ જોયું નથી.

ખેગારજી--હયો મીઆ પચકુખા અહીયા આવો

પચકુખા—નહી ઠાકોરસાહેબ અમેરી પાસ બાત હે,
મેં આપકાઈ ખાતાહુંને (એમ કરતો ક-
રતો નજીક આવી બેસીને) ઠાકોરસાહેબ
મેંતો કુંસુબા નહી પીતાહું કોરા ખાતાહું.

રાણાજી--ખેગારજી, મીઆને રાગું આલો.

ખેગારજી—હયો મીઆસાહેબ રાગું.

પચકુમીઆ—લાવસાહેબ (અફીણીઆનાતો દસ નુર
છે કે જ્યાં સુધી પોતાનો માવો પુરો
થયો નહી હોય ત્યાં સુધી હાથેળીમાં
લઈ ચોળ્યા કરે તે પ્રમાણે આ મી-
આને અડધો તોલો આપેલો પણ મા
વો પુરો નહી થવાથી ચોળ્યા કરતો
જ્યારે માવો તોલા એકને પુરો થયો
એટલે મોહોમાં નાખી ગયો.) બાતહો
ગયા બસ બસ.

રાણાજી--ખેગારજી તમે લીધું.

ખેગારજી—હા બા લીધું.

રાણાજી—મકુતીઆજી કાંઈ વાત બાત તો કોહો.

મકુતીઆજી—હા લ્યો બા કહુ છું સાંભળો જરા હુકો પીવા દ્યોં.

રાણાજી—હા પીઓ બા.

મકુતીઆજી—(હુકો પીધા પછી) સાભળો બા રાણાજી વાત કહુ છું.

રાણાજી—કોહો બા કોહો.

મકુતીઆજી—બા એક વખત માહારા મેહેલામાં ઓટલા ઉપર બેઠો બેઠો હુકો પીતો હતો એટલામાં એક વટેમાગું લાલ ઘોડી ઉપર બેસી માહારી પાસે આવ્યો. ઉતરી મને રામરામ કરયા. મેં કહ્યું કે આપ ક્યાથી આવ્યો. એટલું કહ્યું કે બુનના ભાઈને રીસ ચહડી મને બે ત્રણ અડબોથો જડાવી દીધી. પછી એની બુને રાસે એકદમ એની પાછળ બધું ગામ લડવા તૈયાર થઈ ગયું, એટલે તે બધા ગામના લોકોને પોતાના તોબરામાં ઘાલી ચાલતો પ-

ચો. આગળ ચાલતા એક રબારી
મળ્યો એટલે એ માણસને શકી બે-
ઠો ને કેહે કે, અહયા ચાં જાયસે
ગાહારૂં દયુ આપતો જા નહી તો
તેયાર થઈ જા. બાપ પછે એવું તો
જુધ ચાહલ્યું કે અમે તો તોબારામા
બેઠા બેઠા જાહાડ ફરી ગયા.

પચકુમીઆ--સુબાનઅલા ઈસમે કયા તારીફ કરતે
હો. મેં જવાન થા જબ એક કલાકમે
સાઠ ગામકું કતલ કીએ, ને મેરે ઊ-
પર કરોડો ઝખમ પડે પણ બં-
દા લડાઈ કરે.

માનાજી—વાહ મીઆસાહેબ તમે તો બડી બાહા-
દુરી કરી છે ને.

પચકુમીઆ—દેખો સાહેબ એક દફે મેં નોકરી ઊ-
પર જાતાથા તબ રસ્તેમે બાત બ્યા-
સા હુવા કની જબ પાસે બાવડીથી
વા ગયા જબ અંદરથી ડૂ ડૂ એસા
અવાજ આયા ઈસ બખત મેં તો
જરા ડરા તો ખરા.

રાણાજીવીમેરે—વાહ! સાહેબ પછી શું પડ્યું?

પદ્મકુમીઆ—ક્યા સાહેબ ઇસ બખત એસી બાહાદુરી કીઇ કે બાદશાની બાબ કે નંગી તરવાર કર કે એકદમ અંદર અપા. ફીર એકદમ લોટા ભરકે એસા તો ભાગ આયા કે મેરે ઘુટણોમે પપર લગે. કોઇકી મગદુર નહીથી કે લોટા ભરકે લાવે. મેરી સાપ હો સો માણસ પે પણ કોઇકી હીમત નહી ચલી ને મેં ભર લે આયા. એ તો સાહેબ મેં કહૂં દુસરે માણસકી તાગાત નહી. અંદરને અંદર મર જાવે.

ખેંગારજી—વાહ વાહ તમે તો બહુ બાહાદુરી કરીને.

રાણાજી—મફતીઆ ઠાકોર પછે શું પડ્યું બોલવા દો.

મફતીઆજી—પછે બાપા અમે તો અંદરથી નીકળી હાથમાં ડુંડા લઇ એવા મારયા કે જીવતાને જીવતા જમપુરીમાં વિદાય કરી આપ્યા. પછી અમે તો એવા જીવ લઇ ભાગી ગયા કે ઘરમાંથી ચણ દીવસ સુધી નીકળ્યા નહી.

રાણાજી--વાહ! મકૃતીઆજી તમે પણ બાહાદુરી ક-
　　　　રી દેખાય છે.

મકુતીઆજી તથા પચકુમીઆ--સાહેબ હુવે જઈ-
　　　　શુ.　　　　　　　　　(જાય છે.)

રાણાજી--બા ઍંગારજી જરા હુકાબુકા તો ભરો.

ઍંગારજી--લ્યો બા ભરૂં છું (ઓકાં ખાતા) ભરી
　　　　લાવી લ્યો રાણાજી બા હુકો.

રાણાજી--(ઓકા ખાતા) લાવો બા કયાં મુકો.

ઍંગારજી--લ્યો આ રહ્યો માહારા હાથમા.

રાણાજી--(હુકો લઈને ઓકા ખાતા પીવા લાગ્યા ને
　　　　પોતાના મનમા વિચાર કરે છે કે એની
　　　　ખુને રાસે ઘણા દીવસથી સીકાર હાથમા
　　　　આવ્યો નથી ને હુવે ખરચા તો ખુટી.
　　　　એમ વિચાર કરતા કરતા નિંદ્રા દેવીને
　　　　સ્વાધિન થઈ જાય છે.)

ચંદાકુમારી ચાલી જાય છે એટલામાં પાસેના કો-
તરોમાંથી ત્રણ પુરૂષો આવતા હશે એવા પડધા ચંદાકુ-
મારીને માલમ પડવાપરૂથી એકદમ જોસમા બોલી ઉઠી.

ઍંગારજી--રાણાજી એ રાણાજી ઉઠો ઉઠો કોઈ
　　　　આવ્યું!

રાણાજી--એંગારજી અને શામાજી હથીઆર બાંધી
ચંદાકુમારી સામા ગયા.

ચંદાકુમારી--(માણસોના પગલા સાંભળી એકદમ જો-
સમાં બોલી ઉઠી) કોણ આવે છે?

રાણાજી--અલ્યા એમરે, એતો અમે ચોકીવાળા સીયે.

ચંદાકુમારી--(નજીક આવીને) ઠાકોર રામરામ.

એંગારજી--અલ્યા ખુનના રસ્તાથી આવ્યો?

શામાજી--બારમાં આપવા આવ્યો છે.

રાણાજી--અલ્યા માણસ લુગડા ઉતાર.

ચંદાકુમારી--અરે બાપચો તમો કોણ છો!

એંગારજી--તાહારા બાપ! લુગડા ઉતારતો કે પતો
ઉતાર નહીંતો હમણાં ભુકામાં મુકુછુંની,
જુદુજ કરો મુશ્કીશ.

ચંદાકુમારી(મનમાં આતો લુટારૂ લોકો છે) બાપચો
તમારે લુગડા લેવા છે!

શામજી--ત્યારે શું અમસ્તા આવ્યા છીએ.

ચંદાકુમારી--હચો સાહેબ આપુછું પણ તમારૂં ના-
મ શીયું?

એંગારજી--અલ્યા તારે અમારા ગામનું શું કામ છે
જેહેસો ઉતાર નહી તો ભોકામાં મુકુ છું.

રાણાજી—અલ્પા કેમ અમને ખોટી કરે છે ઝટ ઉતારને.

ચંદાકુમારી--અલ્પા તમે મને નથી ઓળખતા

ખેંગારજી--હવે બોલછા? ઉતર.

ચંદાકુમારી--અલ્પા આ ઠાકપડા માહારા લુગડા લીધામા તમો કાંઈ ફાયદો નહી કાહાડો મને માહારે રસ્તે જવા દો!

રાણાજી—અલ્પા ત્યારે તુ કુન છું!

ચંદાકુમારી—હું તો વઠમાગું છું.

ખેંગારજી--એની ખુનને રાસે ક્યારનો પંચાત કરેછે. (એમ કરીને ઘોડાની પીઠ ઉપર તરવારનો ઘા કરયો એટલે ઘોડે બીચારો ચકરડી ખાઈ પૃથ્વી ઉપર પડ્યો.)

ચંદાકુમારી--અલ્પા પાપીઆં બીચારા પશું ઉપર જુલમ કરતા કાંઈ વિચાર નહી આયો!

ખેંગારજી—અમે તને ક્યારના કેહેતા હતા કે ઉતર ઉતર ને નહી ઉતરો ત્યારે એસતો. હવે ઝટ લુગડા ઉતાર નહીતો તારીએ આવી વલે પશે.

ચંદાકુમારી--આ દુષ્ટ લોકોનું આવું બોલવું સાંભ-

ળી તરવાર શિવાય તમામ આભુષણો
ઉતારી આપ્યા એટલે સર્વ સામાનની
ગાસડી બાંધી એક જણના માથા ઉપર
મુકી ચાલવા માંડ્યું, કેટલીએક વારે ચં-
દાકુમારી બરાબર સુધીમાં આવી ઝટ વી-
જળીના ચળકાટ જેવી તરવાર કાહાડી
તે લોકો ઉપર દોડી, ઓ દુષ્ટો લુગડા લ-
ઈ કયાં જાય છે. જરા તમારૂં બળ અ-
જમાવતા જાવ એટલે રાણાજી ખેંગારજી
એ શામાજીને લુગડાની ગાસડી લઈ વી
દાય કરી કમ્મરમાંથી ઝટોઝટ તરવારો
કાહાડી એક બીજા ઉપર ફેંકવા માંડી
એટલે ચંદાકુમારી તેઓના સર્વ ઘા પો-
તાની કસરત બળથી ઢાલ ઉપર ઝીલી
લેતી, થોડીવાર પછી રાણાજી અને ખેં-
ગારજીને સકત ઘા વાગવાથી પૃથ્વી ઉ-
પર પડી પોતાના અમુલ્ય દેહનો ત્યા-
ગ કરી જમરાજાને સ્વાધિન થયા.

હવે ચંદાકુમારી એ બંને દુષ્ટ લુટારૂને મારી શ્રી-
જાની શોધને સારૂ આખી રાત અઘોર વનમાં ભટકી-

પા કર્યું પણ કાંઈ ભાળ નહી મળવાથી નીરાસ થઈ પાસેના ગામ નજીક માધેવમાં મુકામ કરી સહાપ્રન લાવી રસોઈ કરી અજબુન બાબીનો વેષ ધારણ કરી પોતાના પ્રાણપ્રિયના નગર તરફ જવા નીકળી. એક ગામથી બીજે ગામ ને બીજે ગામથી ત્રીજે ગામ એ પ્રમાણે મુસાફરી કરતી મોહોટા તીર્થવાશી ગામમાં આવી ધર્મશાળામા મુકામ કર્યો. એક વખતે આ ગામના શેઠશાહુકાર પોતપોતાની ગાડી ઘોડા લઈ પાસેના ગામમાં જતા હતા. આ બનાવ જોઈ ચંદાકુમારીએ રસ્તે જતા માણસોને પુછતાં માલમ પડ્યું કે પાસેના ગામમા એક મોહોટા તપેશ્રી બાવો પોતાની સાથે હજાર મનુષ્યનું જુંડ લઈ આવેલો છે તેના દરસનને વાસ્તે જતા હતા, એટલે ચંદાકુમારીએ તે બાવાના દરસનને સારૂ મુકામ કુચ કરી પંથે પડી.

રાજકુમારને ચંદાકુમારી નાશી ગયાના સમાચાર મળ્યા એટલે એકદમ ઘબરાઈ ધરતી ઉપર પડી મુર્છાગત થઈ ગયો, થોડી વારે સાવધ થયા પછી ઘણીજ દીલગીરીથી શોકાતુર થઈ વિચાર કરતો બેઠો. કેટલીએક વાર પછી ઘોડારમાથી ઘોડો લઈ ચંદાકુમારીની સોધને વાસ્તે નીકળી પડ્યો, પણ તેનો કાંઈ પત્તો લાગ્યો નહી

એટલે નિરાશ થઈ પોતાના નગરમાં પાછો આવ્યો. ટલે રાજદરબારની ખટપટમાં પડ્યો એટલે મંદાકુમારીના વિયોગથી દુઃખી હતો તે દુઃખ રાજદરબારી ખટપટથી ભુલી ગયો.

# પ્રકરણ ૭મું

આ વખતે સરદ રૂતુ આવી પોહચી હતી. ઘણા ખાવેતરથી પૃથ્વી ઢંકાઈ ગઈ હતી. નદી અને તળાવના જળ નિર્મળ થયાં હતાં. આકાશ, વાદળા વગરનું સ્વચ્છ હતું. કમળ પુર્ણ પરકાશમાન થયો હતો, ને તેઓનો રંગ કોઈ પ્રિયાના પ્રકાસીત ઓઠનું સમરણ કવિને કરાવતો હતો.

નદી કીનારા ઉપર વરસાદના ફોરાં મોતી રૂપ થતાં પડતા હતા. હંસ પક્ષીજ વરસાદ રૂતુમાં પોતાના સ્થળો છોડી આપને આકારે વાંકી મુકી ચાલતી નદીઓ તથા તળાવને કીનારે આવ્યાં હતાં. ખેડુત લોકો તથા તેઓની પ્રિયાઓ વાવેલા ધાનની રખેવાળી કરતાં ગીતો તથા દુહા ગાઈ આખા વનને ગજાવી મુકતા હતા. કોયલ પોતાના મધુર સ્વરથી કામી સ્ત્રીયોને બાણ રૂપી ઘા મારતી હતી. પપૈયા આખા વનમાં પિયુકાર પો-

કારી ખમખમાવી મુકતા હતા. મોર પોતાની કળાઓ કરી નાચતો તથા પોતાના મધુર અવાજથી તેઓની કદરૂપી ઢેલો (પ્રિયા)ને આનંદ પમાડતો હતા. વૃક્ષનાં પાંદડાં તથા ડાળીયો ખીચો ખીચ આવી રહી, જેમ સ્ત્રી પોતાના પ્રિય પાસે વાંકી ચુકી થઇ ગેલ કરતી હોય તે પ્રમાણે આ ડાળીયો જેહેકો કરી ઊંચી નીચી થતી હતી. ખુલતા અને શોભતા (તૃણ) લીલા છમ નવા જોબનના બાહારવાળા વૃક્ષો પોતાના સહકુટંબ સહીત આનંદથી તેમ દોલમ દોલા કરી રહ્યા હતા. પક્ષીયો પોતાની પ્રિયાને લેઇ વૃક્ષની ડાળીયો ઉપર બેઠા હતા તેવખતે ડાળીયો પવનથી હાલે ત્યારે એમ લાગતું હતું કે આ પક્ષીયો પોતાની પ્રિયાને લેઇ હીંડોળા ઉપર બેશી વિલાસ કરી મોહોમાં મોહો ઘાલી હીંચકા ખાઇ રહ્યા છે. આવી રીતનો બનાવ જોઇ ચંદાકુમારીનું રૂપ બદલાઇ ગયું અને તેના શરીરમાં એક જુદા વિકારે પ્રવેશ કરી તેના આખા શરીરમાં કામદેવે સક્ત ઘા મારવા માંડયા ને નસે નસમાં કામી લોહી દોડવા માંડ્યું, કામથી તેનું મુખારવિંદ લાલચોળ સરખું થઇ ગયું અને કામથી તેની આંખ્યો જુદા પ્રકારની ચળકતી હતી ને તેના મુખારવિંદ ઉપરથી સાફ માલમ પડી આવતું હતું.

તેનું કામવિકારથી સઘળું શરીર બળતું હતું. ઉપરના બનાવો જોઈ તેના મદમાં ઘટાને બદલે વધારો થતો હતો. કેટલેએક દીવશે તપેસરી બાવાના નગરમાં આવી પોતી માધવમાં મુકામ કરયો એટલે,

ચંદાકુમારીએ પોતાની જટા ઘણા દીવશથી ખોએલી નહી હતી તેથી પાસેની નદી ઉપર જઈ પોતાની જટા છોડી સ્નાન કરયું એટલે તેના સર્વ સ્ત્રી ચાન્હા ખુલ્લા પડી આવ્યા હતા. એટલામાં નગર તરફથી સાંઢણી ઉપર બેશી ખુબ સુરત પેહેલવાન રજપુતે ચંદાકુમારીને એકલી ઉભેલી જોઈ એકદમ જોસમાં તેની તરફ સાંઢણી લઈ જઈ ચંદાકુમારીને ઉપર બેસાડી પવનને વેગે હંકારી મુકી,

ચંદાકુમારીને સાંઢણી ઉપર બેસાડી ચાલતો થયો તે વખત સુર્યનારાયણે પોતાની બીજી દુનીયા ઉપર વાસ કરી જગતપર અંધકારની પછેડી બીછાવી દીધી હતી. તે વખત ચંદાકુમારીએ કોઈ આવોરે આવો આ દુષ્ટ માહારૂં હરણ કરી લઈ જાય છે પણ કોઈ આવી પોહોચ્યું નહી. પ્રથમ તેના હોશ ઉડી ગયા, પણ કેટલીએક વાર પછે તે બરાબર શુધીમાં આવી એટલે હીંમત પકડી બોલી.

ચંદાકુમારી--અરે! માહારા પ્યારા સાહેબ તમો મન
કયાંહાં લઈ જાવ છો ને તમે કોણ
છો તે મેહેરબાની કરી કહેશો!

સ્વાર--માહારી પ્યારી તું ફીકર કરીશ નહી. હું તને
દુઃખ દેવાનો નથી, તેમ મારી નાખવાનો
પણ નથી.

ચંદાકુમારી--પણ તમે કોણ છો?

સ્વાર--હું અહીંયાંથી વીસ ગાઉને છેટે ભાસનગર ક-
રીને ગામ છે ત્યાંહાંનો રાજા છું.

ચંદાકુમારી--પણ મને આમ કયાંહાં લઈ જાવ છો?

સ્વાર--પ્યારી માહારા નગરમાં.

ચંદાકુમારી--શું કરવા?

સ્વાર--તમારૂં મુખારવિંદ જોઈ માહારૂં અંતઃકરણ
શાક્ષી આપે છે કે તમો માહારી રાણી થઈ
દરબાર શોભાવશો તેથી હું તમને, માહારી
પટરાણી પદવી આપવા લઈ જાઉ છું.

ચંદાકુમારી--હેં! મને તમારી પટરાણી કરવી ધારો છો?

સ્વાર--હા પ્યારી તાહારા ઉપર હું ઘણોજ ખુશ છું.

ચંદાકુમારી--ઠીક ત્યારે, તમારી એવી મરજી છે ત્યારે
માહારે પણ તમારી પટરાણી થવાની

ઘણીજ ભુખી છે, પણ જરા સાહેબ
ઊંટ ઉભું રાખો. હું ઘણીજ અકડાઈ
ગઈ છું ને માહારી કેહેડી દુઃખે છે?

**સ્વાર**--જરા સબુર કર, પેલા આંબા તળે જઈ આ-
પણે મુકામ કરી આરામ લઈએ છીએ.

**ચંદ્રકુમારી**—આ સાહેબ આંબો આવ્યો.

**સ્વાર**--સાંઢણીને બેસારી આંબાની થંડી અને શી-
તળ હવામાં સાંઢણી ઉપરથી ગાલીચો ઉ-
તારી પાથરી આરામ લેવા બેઠા.

ચંદ્રકુમારીએ આ દુષ્ટ સ્વારના શબ્દ સાંભળી પોતાના
મન સાથે વિચાર કરવા લાગી કે અરે માહારા પ્રભુ હે શ્રી
કારણ મને તેં આ દુનિયામાં આવા સંકટને સારૂજ જ-
ન્મ આપ્યો છે? આ તાહારો શો કોપ. મેં પેલા જન્મ-
માં કોણ જાણે શું એવું અઘોર પાપ કર્યું હશે કે તે-
નું આ ફળ પામી. હે જગતપતિ મુજ અબળા ઉપર
આટલી વીપતી, અરે માહારા વાહાલા પિતા તાહારી
કેવી અવસ્થા હશે? તને જો આ ખબર થાય કે તાહા-
રી પ્યારી પુત્રી એક અઘોર વનમાં એક ચંડાળ રા-
જાના હાથમાં સપડાઈ ગઈ છે તો તું જરા પણ ઉભો
રહે નહી. અરેરે!! માહારા પ્રાણપ્રિય પિતાની કેવી દશા

હતી. અરેરે મને આ વિયોગરૂપી સક્ત બાણ માહારા
હૃદયમાં ભોંકાયા કરે છે. અરે! આ દુષ્ટ પોતાની રા-
ણી કરવી મને ધારે છે, પણ માહારી દેહના હજારો
ટુકડા કરે તોપણ માહારૂં શિયળ ભંગ કરી માહરી દેહ
અપવિત્ર કરૂં નહી. અરરર આ વાત સાંભરેછે ને સકત ધા લા-
ગ્યા કરે છે. આ પ્રમાણે વિલાપ કરી એકદમ રડી પડી.
આખર થાક જાય અને શોકથી નિદ્રા દેવીએ તેને ઘે-
રી પાડી. અરે પણ જે ખુબ સુરત રંગમેહેલમાં ઝગ-
ઝગાટ દીવાની રોસનાઈ અને મસારૂની તળાઈમાં સુતી હ-
તી તેને આ જંગલમાં ધરતી ઉપર કેમ નિદ્રા આવે!
થોડી વાર નિદ્રા લીધા પછે એકદમ ઝબકી ઉઠી અને
જુવે છે તો દુષ્ટ ચંડાળ રાજા ભર ઉંઘમાં પોતાનાં ના-
સકોરાં બોલાવી રહ્યો હતો. ચંદાકુમારીએ તેન ભરઉંઘ-
માં પડેલો જોઈ પોતાના મનમાં વિચાર કરી પાસે પ-
ડેલી તરવાર લઈ ઝડપથી ખુલ્લી કરી એકદમ જોસમાં
આ દુષ્ટ રાજા ઉપર ઘા કરયો એટલે બે ભાગ થઈ
ગયા. થોડી વાર પછી સરસામાન લઈ સાંઢણી ઉપર
બેસી ચાલતી થઈ.

પ્રાતઃકાળ થયો એટલે સાંઢણીને એક કુવા ઉપર
બેસારી દાતણપાણી કરી સ્નાન કરી લીધું એટલે સા-

ડાળી ઉપર બેશી વનની સીમા જોતી ચાલી જાય છે. આહા આ વખતે આકાશ નિર્મળ અને સ્વચ્છ હતું. કોયલો પોતાના મધુર સ્વરથી વનસ્પતિની ઘટામાંથી એક બીજાને ઉતર આપતી હોય એમ લાગતું હતું, તેમજ જંગલના પક્ષીયો વાસની ઘટામા પોતાના રક્ષણને વાસ્તે કિલકિલાટ કરતા બેઠા હતા. અને સુર્ય જેવો પવંતોના શીખરને સ્વચ્છ કરી પોતાના ઉગ્ર કિરણવડે વ્યાપક કરી દે છે તેવાજ બુલતિતિરોનાં ટોળાં ઝાડ ઉપર માળા બાંધીજ રહ્યા હોય છે તે આનંદ બતાવવામા ખબુતરોની સાથે ચડસાચડસ કરતા હતા. બીજા પક્ષીયો પોતાના મધુર સ્વરના ચીકાર સાથે આમથી તેમ ઉડી રહ્યા હતા. લક્કડખોર પક્ષી પોતાની ચાંચનું જોર કઠણ લાકડા ઉપર અજમાવતા હતા તેથી તેના પડઘાથી આખુ જંગલ ઘમઘમી રહ્યું હતું. નાના-"ના પ્રકારના" રંગરંગના ફુલફળને લીધે જંગલવાસી પક્ષી પોતાના ચારાને વાસ્તે એકઠા થઇ બેસતા હતા. અને ઉદ્યોગી ભમરા વિશાળ પાંદડા ઉપર ઉડતા ઉડતા ધોળી અથવા પીળી ચંબેલીની અતિ મધુરતા ચુસતા હતા, તેમજ ગોટા, ચમરિયોના ગુચ્છાદાર, જાંબુ રંગી અને ધોળા ફુલ ને ગુલબાસને મળતા આવે છે તેનો

મધુર રસો ચુસતા હતા અને કોઈ ઠેકાણે કેવડાના છોડ કુવા નજીક આવી રહ્યા હતા તેથી આખા જંગલમાં સુગંધીથી ગરકાવ થઈ રહ્યો હતો, આ સર્વ બનાવથી ચંદ્રાકુમારી-ને ખુશી થવાને બદલે તેના શરીરમાં કામઅગ્નિનું બળતું બળવા લાગ્યું અને જોબનમાં ઝુલતી હતી, જે ભરપુર હતી. અને તેની બરબરી જુવાની ચાલતી હતી. એટ-લામાં કોકનગરની ભાગોળે આવી પોંચી. કોકનગરના બાહારને દેખાવ રમણિક હતો. અને તેને ફરતો મજ-બુત નકરકોટ બાંધી દીધેલો હતો. અને દુરથી દરવાજો પલાસતર રૂપી અરીસાથી ચળકાટ મારી રહ્યો હતો. દ-રવાજાથી થોડેએક દુર એક મોટી વિશાળ ધર્મશાળા હતી તેમાં ચંદ્રાકુમારીએ પોતાની સાંઢણી લઈ જઈ મુકામ કરી ધર્મશાળા નજીક કુવો હતો એટલે રસોઈની તૈયાર કરી જળપાત્ર લઈ કુવા ઉપર ગઈ એટલે પાણી ભરવા આવેલી સ્ત્રીઓ આ ચંદ્રાકુમારીને 'જોઈ વિસ-' મીત થઈ તેની સામું જોવા લાગી. થોડા વારમાં ચંદ્રાકુ-મારી જળ ભરી પોતાના મુકામ ઉપર ગઈ એટલે સ્ત્રી-ચો માંહો માંહ વાતો કરવા લાગી કે અરે આતે શું પરી હશે કે દેવાંગના. શું એની કાંતી, ને બોલીતો જાણે અપસ ટપકી. આહા તેનું રૂપ જોઈ સર્વ સ્ત્રીની બોલ-

વાની શુદ્ધબુદ્ધ જતી રહી ને કોઈનાથી તેની સાથ ભાષણ પણ થયું નહી. રસોઈ કરી ભોજન લઈ ઘણા દીવશનો ઉજાગરો તેથી નિંદ્રાદેવીને સ્વાધીન થઈ. થોડી વારે ઉઠી કુટ રાજાના ઘર સામાન તથા સાંકળી નગરમાં વેચી જે પૈશા આવ્યા તે બધું તેની પાછળ બ્રમ ભોજન કરાવી દીધું. ચંદાકુમારીને દેવાંગના જાણી આખા નગરના લોકો ટોળે ટોળાં ધર્મશાળામાં એકઠા થઈ ગયા. અરે આ પરી શું આકાશથી ઉતરી, આ અપછરા કોણ હશે, શું દેવાંગનાનું મુખારવિંદ. કોઈ જોગણી તો નહી હોય કે અંબામાતા પોતાના બચ્ચાની રખેવાળી કરવા તો નહી આવી હોય. શું એની કાંતી અને મધુરતા. સંધ્યાઃકાળ થઈ એટલે સઉ સઉને ઠેકાણે ગયા. ચંદાકુમારીએ ફરી બાવાનો વેશ ધારણ કરી પોતાના પ્રાણપ્રિય પ્રાણલાલના નગર તરફ જવા નીકળી રસ્તે પડી. થોડેશેક આગલાં રસ્તા તમામ બીહામણા અને ધોકાતુર થઈ ગએલા હતા.

## પ્રકરણ ૮ મું

સઘળે ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. એકતો વહ

અઊદસની રાત એટલે અંધારૂતો હોયજ તે સાથે વળી ચુમાસાની રૂતુ તેથી એકદમ વાદળાં ચડી આવી ઘમઘોર થઈ ગયું અને ઝરમરઝરમર વરસાદ આવતો હતો તેમાં વીજળીના ચળકાટ વખતે વખતે થતા તેથી પાસેના નાહાના મોહોટાં વૃક્ષો નજરે પડતાં હતાં વીજળી થયા પછી ભયાનક કડાકા અને ગરજના સંભળાતી હતી. તથા કોઈ વખતે પવન એવા જોસથી આવતો હતો કે પાસેના ઝાડની ડાળિયો એક બીજા સાથે બાથા હાથ કરી ઝુલાકાતો ભેતી હતી. તથા પૃથ્વી માતાને નમન કરતી હતી. રસ્તાઓમા તથા ગામના મસાણોમાં જનાવરોનાં હાડક્યાં સડ્યા કરતાં હતાં તેમાથી વખતે વખતે ફાસ ફરસ નીકળી ખુલ્લી હવામાં મળવાથી મોટા ભડકા થતા તથા. મસાણી ભોંયમાંથી એક જાતનો વાયુ નિકળી પોતાની મેળે સળગતો હતો અને તેના ભડકા અંતરીક્ષ ઉડ્યા કરતા હતા .ત્યાં કોઈ.પણ પ્રાણી માત્ર નજરે પડતુ નહોતુ. કસારીનો ઝીણો શબ્દ તથા દેડકાનો બેસુરો અવાજ કાને પડતો હતો. તથા વખતે વખતે ઘુવડ તથા ચીબડીનો ભયાનક અને કઠોર અવાજ સંભળાતા હતા. એવી ભયકર જગ્યાએ તથા એવા ભયાનક વખતે વીજળીના તેજથી સઘળું જંગલ બીયા-

માણું દેખાતું હતું. કેટલેએક દીવશે પ્રાણનગરથી એક મે-
લ છેટે મોતીતળાવ હતું ત્યાં ચંદાકુમારી આવી પોહોચી,
પાસેના માંધેવમાં મુકામ કરચો. આ તળાવ ઘણુંજ રમ-
ણીક અને ચારે તરફ આરસપાણનું બાંધેલું હતું, અને
તેનો ઘેરાવો ત્રણ માઇલનો હતો. તેને ફરતી જ-
મીનને સાઠ દેહેરીઓ હતી. પ્રાણનગર તરફના આરા
ઉપર બંને બાજુ ઉપર શીવશકિતના દેવાલય ઘણા
મોહોટા અને રમણીક હતા. દેવાલયની આગળ પા-
છળ ઓપડીયો તથા અડાળીયો ઉતારેલી હતી તેથી
રસ્તે જતા મુસાફરો ઘણા ઉતરતા હતા. પાછલી તરફ
એક મોહોટો બાગ હતો તે ઘણો ખુબ સુરત અને ર-
ળીયામણો હતો, તેથી પાસેના નગરવાસી મનુષ્ય સહુ-
કુટંબ સહીત તથા મીત્રો સહીત જાત્રો આવતા હતા.
આ બંને દેહેરા બાહારથી ઘણાજ મોહોટા અને શો-
ભાયમાન હતા, પણ અંદરથી તેનું નકશી કામ એટલું બધું
હતું કે તેનું બ્યાન કરવાને કોઇ સકિતવાન નથી. આ-
ગલો ઘુમટ અસ્ત ખુણનો હતો અને પાછળ અગણીત
ઘુમટો હતા. આ બંને દેહેરા સફેદ સફાટીકના હતા.
અને તેના ઉપર નકશી હતી, તે એવી બારીક કોતરેલી
હતી કે એવી બારીકી મીણ શીવાય બીજા કોઇમાં

પણ થઈ શકે એમ વિચારમાં ઉતરી શકે નહી. તેમજ ચીત્ર કોતરેલાં હતા તે નીરજીવ વસ્તુઓનાજ હતા એમ નહી પણ સ્ત્રી પુરૂષ પોત પોતાના કામ કરતા હોય તથા આગળ રામ અને રાવણ, કૌરવ અને પાંડવ ઈત્યાદીક લડાઈયોના હતા તે જોઈ સર્વે નગરના મનુષ્ય તથા વટેમારગુ જોઈ ખુશી થતા હતા. આગુનગરથી તે મોતીતળાવ સુધી મજબુત પથ્થરની સડક બાંધી દીધી હતી, અને બંને બાજુએ સોસો ફુટને અંતરે ફાનસોથી રોશનાઈ થઈ રહી રહ્યા હતા તેમજ રંગ બેરંગી શોભીત ઝાડોની હાર બંને તરફ ઠેઠ સુધી ગુચ્છાબંધ લાગી રહી હતી. સંધ્યાઃકાળની વખતે માણસો પોતાનો ચેહેરો ખુસનુમા રાખવા સારૂ કેટલાએક ગાડી ઘોડા ઉપર બેશી તથા કેટલાએક પગે ચાલી આવ જાવ કરતા હતા. આ તળાવની પાછળ કોટની ભીસાલે કેટલીએક દાહાડમડીયો હતી, તથા કોઈ કોઈ ઠેકાણે દ્રાક્ષના વેલા પણ દેખાતા હતા. તળાવથી થોડે દુર જતાં મીઠી લીંબોળીયો બેસુમાર હતી. અને આંબાના તો વને વન હતા અને તેના આસમાની અને સફેદ રંગના ફુલો ઘણા શોભાયમાન દેખાતા હતા. ફુલોના ઝાડો પણ ઘણા ઉગેલા હતા તેમાં ચંપો, મોઘરો અને ગુલાબના છોડ બેસુમાર હતા.

કેટલાંએક સુખડના ઝાડ પણ હાલ્યાં હતાં તેથી આખુ
વન સુગંધીમાં ગરકાવ થઈ ગએલું માલમ પડતું હતું
તેથી ઘણાંજ માણસો તેની ખુસબો લેતા બેસતા હતા.

ચંદાકુમારી બાવાને વેશે જંગલે જંગલ અને ગામે
ગામ ફરતી તથા મોહોટા મોહોટા સંકટોમાંથી બચી.
પોતાના પ્રાણપ્રિયના ગામની નજીક આવી ઉપર લખે-
લા માધેવમાં મુકામ કરી પોતાના પ્રાણપ્રિયને મળવા
સારૂ તથા પોતાની પ્રતિષ્ટતા વધારવા માટે માધેવમાં જતા
દરવાજા નજીક અબધુત! બાવીનો વેશ લેઈ પોતાની
પાસે પાંચ છ ચેલા રાખી પંચધુણી કરી વચો વચ
આસન કરી મુનીવ્રત લઈ બેઠી. આહા આ વખતે એની
એવીતો કાંતી બની હતી કે કઈલાસમાંથી માધેવ આ-
પો આપ આવી બીરાજમાન થયા છે.

—————

# પ્રકરણ ૯મું

(સ્થળ પ્રાણનગરમાં અંબાલાલનું ઘર.)

સુરજ—અરે બેન તમે આ શું કરવા માંડ્યું છે. બ-
ળાપેને બળાપે શરીર તો ઘાસી ગયું હો-
પ કાલે પ્રમેશ્વર સુખ કરશે.

નવલ—હવે શું સુખ થાય. અલી સુરજ ગમેતેમ કર પણ માહારાથી તો વાઝીયાનું દુઃખ ખમાતું નથી, હવે પ્રમેશ્વર માહારો છુટકો કરે તો ઠીક.

સુરજ—એમ છેક હીમત હારી જતા હઈશું કે? મનમાં હીમત રાખીને કાંઈ ઉપાય કરશો તો સૌ સારાવાના થશે.

નવલ—એર મુઈ આનો તો શો ઉપાય કરે? મોત વીના બીજો એકે ઉપાય માહારી નજરમાં આવતો નથી.

સુરજ—જાવ મારી બેન એવું શું બોલો છો, એના હજાર ઉપાય છે. જગતમાં ઉપાય તો દીવો છે. સઘળાનો ઉપાય ઈશ્વરે કરી મુકેલો છે.

નવલ—શું ખરી વાત! બોલ ત્યારે આનો ઉપાય તે કેવી રીતનો શોધી કાહાડયો છે?

સુરજ—સાભળો બા આપણા હડકેશ્વર માદેવમાં એક બાવો આવ્યો છે કની, તેને કેટલીએક વાંઝણીયોને દોરાચાઠી કરી આપી એટલે તેમને છોકરા થયા માટે આપણે પણ ત્યાં જઈ હેમની એક બે દીવશ ચાકરી કરશું

કેની એટલે તરત ચાંઠી કરી આપશે તો છોકરા થશે.

નવલ—વારૂ બેન, પણ તું માહારી સાથે આવીશ. હું તો અજાણી છું ને બોલતા પણ આવડે નહી!

સુરજ—કાંઈ ફીકર નહી. હું તમારી સાથે આવીશ ને ચાંઠી કરી આપીશ.

નવલ—સારૂ બેન, પણ તેમને કાંઈ આપવું પડશે કે નહી?

સુરજ—હા બા થોડા રૂપીઆ તથા સીધુ સેજો, બાવાજીને તો રૂપીયા ખપતા નથી, પણ તેમના (ચેલા) નાહાના બાવા છે કેની તેમને આપવા પડશે.

નવલ—સારૂ ત્યારે, આપણે કયારે જઈશું?

સુરજ—કાલ સાંજરે તઈઆર થઈ રેહેજો.

નવલ—ના વેહેલા આવજો કેમકે એ માહારા ઘર વાળા આવેકની તો આપણને અટકાવ કરે. એ તો બાવાને ઢોંગ જાણી ગણતા નથી.

સુરજ—હા બેન તમારા વર માહારા એમના જેવા નથી. હું ગમે ત્યાંહાં જાઉ પણ માહારા ઘ-

રખાળા તો કાંઈ બાકીજ નહી. તમારા વર તો તે દાહાડે પેલા જોશી પાસે આપણે જોવરાવતાં હતાં એટલે તેમણે તેને કેટલીએક ગાળો ભાંડી કાહાડી મુકયો.

**નવલ**—હા એ તો એવાજ છે. વારૂ ત્યારે આપણે બપોરે જઈશું તે વખતે તે તો કચેરીમાં ગયા હશે.

**સુરજ**—સારૂ ત્યારે હું તે વખત આવીશ હાલ તો હું જવું છું. (જાય છે)

**અંબાલાલ**—કેમ પ્યારી આજ તારૂં મોહો કેમ ઉતરી ગયું છે?

**નવલ**—જાણાજ છોતો, શું પુછો છો, તમારે કાંઈ તે વિશેનો ઉપાય બુપાય કરવો છે. થીથીને ફટાક બોલતાંજ આવડે છે. હુંતો બીજાને છોકરા રમાડતા જોઈને એટલીતો બળી જઉં છું કે આ કરતાં મોહોત સારૂ.

**અંબાલાલ**—પ્યારી ફીકર નહી કર ઈશ્વર ઉપર ભરાસા રાખીશ તો સારૂ થશે.

**નવલ**—અરે મેં પથ્થર એટલા તો દેવ કરવા, પણ માહારી ઉમેદ પુરી થઈ નહી. વારૂ પણ

આપણા હુડકેશ્વર માધેવમાં બાવો આવ્યો છેકની તે બધી વાઝણીયોને દોરા ચીઠી કરી આપે છે એટલે છોકરા થાય છે, માટે તમે મને થોડા રૂપીયા આપો તો હું પણ જઈ દોરો ચીઠી કરાવી આવું.

**અંબાલાલ**--અરે એવા સાળા ધંગોટાતો ઢોંગ કરી તાહારા જેવીને લુટવા ઘણાય આવેછે. ઈશ્વર વગર બીજા કોઈનો તેવા કામમાં ઉપાય ચાલનાર નથી. સઉ પઈસાને વાસ્તે ઢોંગ કરી દેશો દેશ રઝળતા ફરે છે.

**નવલ**--(પોતાના મનમાં બાવા તરફ જવાનું છાનું નિશ્ચય કરીને) વારૂ ત્યારે તમો ના કોહોછો તો નહી જઉ.

**અંબાલાલ**--સાંજરે રસોઈ જલદી કરજે. હું જઉછું.

**નવલ**--સારૂ વેહેલા આવજો.(સુરજને આવતી જોઈને) આવ બ્હેન સુરજ, આજ માહારા ઘરવાળાને બાવા પાસે જવાની વાત કરીકેની ત્યારે તેતો મને બહુ બીજ્યા. ને જવાની, મને કરી ગયા છે પણ આપડ હવે જઈશું

તો કપાળાં જોવા આવ્યા છે.

સુરજ--મેં તમને નોહોતું કહ્યું કે તમારા ઘરવાળાને તો વાતજ કરશો નહી, હવે ચાલો લુગડાં પેહેરો.

નવલ--હા બહેન આ પેહેરૂંછું (લુગડાં પેહેરી બાવા તરફ જાય છે)

(સ્થળ હુડકેશ્વર માધેવમાં બાવાનો મુકામ.)

સુરજ--નવલ, બાવાજીને પગે લાગો.

નવલ--} (પગે લાગે છે) માહારાજ દંડવત કરૂંછું.
સુરજ--}

બાવાજી--બચ્ચા કલ્યાણ થાઓ

સુરજ--બાપજી આ માહારી બેનને ઘણા વરસથી છોકરા થતા નથી ને પૈસો ઘણો છે પણ શા કામનો, માટે તમારી પાસે લાવી છું. કાંઈ ચીઠી દોરા કરી આપો. (નવલને બોલાવીને) નવલ સીધુ તથા રૂપીયા માહારાજ આગળ મેહેલો.

નવલ--(રૂપીયા તથા સીધુ બાવાજી આગળ મુકી પગે લાગે છે) માહારાજ મુજ દુઃખીઆરીના દુઃખ ભાગો.

બાવાજી—કુચ ફીકર ના કરો પ્રમેશ્વર અછા કરશે.

સુરજ—નવલ માહારાજની કીરતી આપણા નગરમાં
ફેલી પસરી છે. જોને ઘેર ઘેર માહારાજના
વખાણ શિવાય કોઇ બોલતું નથી.

બાવાજી—સબ ઇશ્વર ઇચ્છા અમારાથી કાંઇ
બનતું નથી.

સુરજ—માહારાજ અમે તો આપનેજ પ્રમેશ્વર મા-
નીએ છીએ. અમારો પ્રાણ તમારા હાથમાં છે.

બાવાજી—અચ્છા દેખો મેં તુમકુ એ ચોઠી દેતાહું.

સુરજ—માહારાજ આ ચોઠીને શું કરીએ?

બાવાજી—ધીકા ધુપ દેઇ જમણા હાથ ઉપર બાં-
ધજો એટલે ગુરૂના પ્રતાપથી છોકરો થશે.
જો છોકરો થાય તો ગુરૂના નામ ઉપર
આ માધેવમાં આવી જમણોજ કરાવજો.

સુરજ—માહારાજ અમારી હોંશ પુરી થશે તો એતે
શી વાત. માહારાજ અમને રજા છે?

બાવાજી—હા જાવ. (જાય છે.)

હવે જે બાવાજીએ ચોઠી આપી હતી, તે ધીના
ધુપ કરી નવલે હાથે બાંધી તેજ દીવશથી દાહાડા રહ્યા.
પુરે માસે છોકરો થયો એટલે આ બાવાની કીરતી ઘ-

ખુશિ દેખાવા લાગી અને ઘેરે ઘેર, બજારે બજાર, અને શેરીએ શેરીએ આનંદના પોકાર પડી રહ્યા હતા. આ બનાવ જોઈ આ નગરના રાજાને પુત્ર નહી હોવાથી તેમના બવાસે બનેલી હકીકત રાજા આગળ વીસ્તારીને કહી એટલે તેજ વખત રાજા મેનામાં બેશી હડકેશ્વર માદેવ તરફ બાવા પાસે જવા નીકળ્યા. રાજાએ બાવા પાસે જાઈ દંડવત કરી આસન ઉપર બેશી પોતાની સર્વે હકીકત બાવાને કહી.

બાવાજી--રાજાસાહેબ, આપકુ કેતને બરસસે પુત્ર નહી ઉવાહે?

રાજા--માહારાજ પંદર વરસથી તો બીલકુલ પચો નથી. માટે કાંઈ કીપા મુજ રાંક ઉપર કરી જીવતદાન આપો.

બાવાજી--રાજા ધીરાજ અમ તુમકુ એક ચીઠી કર દેતા હુ તે લોબાનકા ધુપ કરકે જમણી હાથપર બાંધના. ગુરૂકે પ્રતાપસે છોકરા હોયગા. અમ આપકુ બોલતા હુ કે જબ છોકરા હોવે તબ ખુબ પુન દાન કરના એતને આપકી વ્રધી હોયગા.

રાજા--બહુ સારૂ માહારાજ રજા છે!

બાવાજી—હા રાજા ધીરાજ પધારો. (જાય છે.)

બાવાજીના કયા પ્રમાણે રાણીના જમણે હાથે ધુપ કરી ચીઠી બાંધી. પુરે માસે છોકરો જનમ્યો એટલે આ નગરમાં વૃદ્ધ રાજાને પુત્ર થયાના સમાચાર સાંભળી જયજયકાર થઇ રહ્યો, અને ઘેરે ઘેર ઓછવ થવા લાગ્યા. કારભારીએ ખુશાખબતીમાં આખા નગરમાં આસોપાલવના તોરણો બાંધી દઇ કંકુના હાથા દેવરાવી દીધા. દરબારમાં નગારા અને નોબતો ગડગડવા માંડી. તરેહવાર રાગના વાજીંત્રો વાગવા લાગ્યા. ભાટ ચારણોના ટોળે ટોળાં વધાઇયોને વાસ્તે આવવા લાગ્યા. રાજા મેહેલમાંથી આવી પોતાની રાજગાદી ઉપર બેઠા. નગરના શેઠ શાહુકાર પોતાના રાજાને પુત્ર થવાની ખુશાખબતીમાં મોહોટા શાકરોના થાળો ભરી ચાકરોને માથે મુકી દરબારમાં આવતા હતા. અને આખી કચેરીમાં મનુષ્યથી ઠઠ ભરાઇ હતી. ગ્રાધવ ગાન કરવા લાગ્યા. ચાકરો આખી કચેરીમાં મોહોટા પંખા લઇ વા નાખવા લાગ્યા. જોશી લોકો રાજકુંવરના જનમઅક્ષર બાંધવા સુર્યના તડકામાં સેંકુ માંડી ઘડીનું માપ કાહાડતાં બેઠા હતા. રાજાના કુળગોર પોતાની કળદેવીની પુજા કરાવતા હતા. રાજાએ હડકેશ્વર માહાદેવવાળા બાવા તરફ જવા

સ્વારી તઈયાર કરાવી. છડીદારોએ નકી પોકારી એટલે રાજા રાજગાદી ઉપરથી ઉઠી ભાટ ચારણોને સરપાવ આપી પર્વત જેવા કાળા અને કદવાળા હાથી ઉપર સ્વારી કરતાં પોતાની કળદેવીને નમશકાર કરયો. માથે મેઘાડમર થયું. દરવાજા આગળ શીપાઈયો હથીયાર ઝાલી હારબંધ ઉભા રહી બંધુકોના ભડાકા એક પછી એક કરી રહ્યા હતા. વાજીંત્રો તથા નગારા વાગવા લાગ્યા. આગળ ચાલતાં ઘોડાના સણસણાટ થવા લાગ્યા બાંકા શીપાઈયો મુછો ઉપર તાવ નાખતા અને મશ્કરીયો કરતા, એક બીજા ઉપર ધકા ધકી કરતાં ચાલતા હતાં. અને આખે રસ્તે પાણીના છંટકાવ થઈ રહ્યા હતા. જેમ જેમ સ્વારી આગળ ચાલવા માંડી તેમ તેમ નગરમાં વધારે ભીડ થવા લાગી. અને સ્ત્રીયો ઘરના કામ ધંધા છોડી, છોકરાને રોતા મુકી રંગ રંગના આભુષણો તથા ઘરેણાં પેહેરી ખુબ સુરત બની ઠણી હાથમાં પુષ્પ લઈ અને હાથ ઊંચા કરી રાજાને વધાવતી હતી. અને ભીડા ભીડમાં કેટલીક સ્ત્રીયોના ઘરેણા ખોવાતા હતા. એમ થતાં સ્વારી હડકેશ્વર માહેદવ આગળ આવી પોહોચી. રાજા હાથી ઉપરથી ઉતરી માહેદવના દરસન કરી બાવા પાસે જઈ બેઠા.

હવે (ચંદ્રાકુમારી બાવાને વેશેછે) તે પોતાના પ્રાણપ્રિય પ્રાણલાલની સોધમાં પડી. આડી અવળી નજર ફેરવ્યા કરે છે પણ કાંઈ નજરે પડતો નથી તેથી તેના દીલમાં હર્ષ થવાને બદલે ધભરાટ થયો અને મુખારવિંદ કરમાઈ ગયું હતુ તોપણ પોતાનુ મુખારવિંદ ઠેકાણે રાખી પોતાના પ્રાણપ્રિયની ખોળને સારૂ કેવી યુક્તિ કરે છે.

બાવાજી—ક્યું રાજા બાહાદુર મીજાજતો અછાહેને. આપકું ગુરૂકે પ્રતાપસે પુત્રકી પ્રાપતી હોગઈ.

રાજા—માહારાજ સર્વ આપના પ્રતાપ. જો આપ અતરે નહી આવ્યા હોતતો માહારૂં રાજ પુ ળધાણી થઈ જાત. પ્રમેશ્વરે તમને માહારેજ સારૂ અહીયા મોકલ્યા હશે.

બાવાજી—રાજા બાહાદુર તુમેરા પીછે બેઠે હેશો આપકે નગરકે સહુકાર લોકો હોયગે?

રાજા—હા માહારાજ. આપકા નગરના સહુકાર લોકછે

બાવાજી—તેઓના નામ શું?

રાજા—આમનુ નામ નઓદશા આ નગરના મોહોટા વેહેપારી છે.

બાવાજી--આમનું નામ શું?

રાજા--આમનું નામ ગડબડશા તે પણ નઓદશાના જેવા બેહુપાઝી છે.

બાવાજી--એમ કે, ત્યારે આમનું?

રાજા--એમનું નામ નાગાસા એ પણ નઓદસાના જેવા છે.

બાવાજી--ત્યારે આમનું નામ?

રાજા--એતો આ નગરના નગરશેઠ પ્રેમાનંદ.

બાવાજી--(મનમાં પ્રિય પ્રાણલાલના પિતા તો આ-ના) ત્યારે રાજાસાહેબ, તેઓને પુત્ર છે કે નહિ?

રાજા--નઓદસા, ગડબડસા અને નાગાસાને તો પુ-ત્રીયો છે.

બાવાજી—પ્રેમાનંદશેઠને?

રાજા--એમને તો એક પુત્ર છે.

બાવાજી--તેમના પુત્રનું નામ શું?

રાજા--પ્રાણલાલ.

બાવાજી--(મનમાં ખુશી થઇને) તેઓ કેમ અહી-યાં આવ્યા નથી?

રાજા--શેઠને પ્રાણલાલ કરી મોહોટો વિદ્વાન પુત્રછે,

પણ તે સુધારાવાળો તેથી મંત્ર જંત્રને મા-
નતો નથી. તે સર્વ ઢોંગ માને છે તેથી અત્રે
આવેલો નહી હોય, પણ હમણા તો ચંદનગરના
ચંદુલાલ શેઠની પુત્રી નદીમાં તણાઈ ગયા-
ના સમાચાર જ્યારથી સાંભળ્યા છે ત્યારથી
બાહાર બીલકુલ નિકળતો નથી. ઉદાસમા
ને ઉદાસમાં પોતાના રંગમેહેલમાંજ બેસી
રહે છે. કોઈ વખતે તેના મિત્ર સાથે આ
માહેવના બાગમાં હવા ખાવા આવે છે.

બાવાજી—ચંદુલાલ શેઠની છોકરીનેને તેમને શું?

રાજા—ચંદનગરમાં પ્રાણલાલનું મોસાળ છે, ત્યાંહા
તે ગયેલો તેમાં અંદર અંદર પ્રીત થવાથી
આમન સામન લગ્ન થવાનાં કોલ કરાર થ-
ઈ ગયા. કેટલેએક દીવશે તે શેઠની છોકરી-
ને નદીમાં પડ્યાના સમાચાર સાંભળ્યા ત્યા
રથી ચિતભ્રમ જેવો થઈ ગયો છે.

બાવાજી—ત્યારે તેમનાં લગન થયાં છે કે નહી?

રાજા—ના માહારાજ.

બાવાજી—કેમ નથી થયાં, કોઈએ આપી નહી?

રાજા—તેમના મા બાપે લગ્ન કરવાને વાસ્તે ધ-

બીજા યુક્તિયો કરી પણ તે કરવાની ના-
ના કહે છે.

બાવાજી--ત્યારે શું કહે છે?

રાજા--તેતો કહે છે કે ચંદુલાલની છોકરી હોય તો-
ના લગન કરવાં નહીતો કુંવારા રેહેવું સત્ય.

બાવાજી—કેમ પ્રેમાનંદશેઠ.

પ્રેમાનંદ--માહારાજ (પગે લાગીને)સી આજ્ઞા

બાવાજી--તમે ઘેર જઈ તમારા છોકરાને અહીઆ
મોકલજો એટલે ગુરૂના પ્રતાપથી સારૂ થશે.

પ્રેમાનંદ--માહારાજ માહારા છોકરાને સારો કરી
આપોતો હું તમારો ગુલામ થઈ રહુ.

બાવાજી—ઠીક કાંઈ ફીકર નહીં. જઈને અહીઆ
મોકલો એટલે સઉ સારાવાના થશે.

પ્રેમાનંદ—બહુ સારૂ બાપજી રજા છે.

બાવાજી--હા સર્વે પધારો (જાય છે,)

(ચંદાકુમારી) બાવાજી પાસે આવેલા રાજા, શેઠ શાહુકાર પોત પોતાને ઘેર ગયા પછી ચંદાકુમારીએ સ્નાન કરી ભોજનશાળામાં જઈ ભોજન કરી આમ તેમ ફરી નિંદ્રા દેવીને સ્વાધીન થઈ.

પ્રાતઃકાળ થયો એટલે ચંદાકુમારી ઉઠી દાતણ

પાણી કરી સ્નાન કરયું. અને પીતાંબર પેહેરી હાથમા પુષ્પની રકાબી તથા ચંદન લઈ(શીવ)માહેવની પુજા કરવા ચાલી. આ સમય્યે તેની કાંતીની ખુબી કાંઈ ન્યારીજ હતી. અને તેના રામે રામમાં પવીત્રતા ઝળકતી દેખાતી હતી અને તેનું મન સપુરણ માહાદેવની પુજામાં લાગેલું હતું.

# પ્રકરણ ૧૦મું

શ્રાવણ માસ એટલે વન લીલામાં શું બાકી હોય. આશપાશ જંગલમાં નાહાના પ્રકારના છોડવા ઉગી નીકળી આખી પૃથ્વી લીલાશથી છવાઈ ગઈ હતી. પ્રાતઃકાળે ઝરમર ઝરમર વરસાદ આવવાથી વૃક્ષના પાંદડાની ડાળીયો ઉપરથી પાણીના ટીપા ટપકતાં હતા. ઘટાદાર ઝાડની ડાળી ઉપર બેશી કોયલ પોતાના મધુર સ્વરથી ટઉકા કરી રહી હતી. મોર કળા કરી નાચતો ગર્જના કરી રહ્યો હતો, અને બીજા નાહાના પ્રકારના પક્ષી કલોલ કરતા હતા. માહાદેવના પાસેના બાગમાં જાઈ, જુઈ, ચંબેલી, મોઘરો અને ગુલાબ ઈત્યાદીક ફુલોની ખુસબો આખા બાગમા ફેલાઈ રહી હતી, અને

ગુલાબ તથા ચંપો એક બીજાની સરસાઈ વધારવા સારૂ જાદે જાદે ખુસબો આપતા હતા અને તે ઉપર તેમના પ્રિયરૂપી ભમરા તેમનો મધુર ખુસબોદાર રસ ચુસવા આમ તેમ ફરયા કરતા હતા. પવનના સુસવાટાથી માહાદેવની ધજા ફરફડતી હતી. તેમજ નાહાના મોહોટા વૃક્ષ પૃથ્વી માતાને વંદન કરતા હતા. ચંદાકુમારી માહાદેવની પુજા કરી રહ્યા પછી દેહેરાના ઓટલા ઉપર ઉભી ઉભી આશપાશ પોતાની નજર ફેંકતી હતી તેમ તેમ તેના અંતઃકરણના અગ્નિ વધારે બળવા લાગ્યો, ને જેમ બળતા આગળ ઘી પ્રમાણે થઈ પડ્યું. કોયલના મધુર સ્વર તથા પપૈયાના પિયુકાર સાંભળી તેના હૃદયમાં સખત બાણ રૂપી ઘા વાગતા હતા. કેટલીએક વાર પછી પોતાની ઓરડીવાળા મુકામમાં જઈ એકદમ ચોધારે આંસુએ રડી વરસાદ વરશાવવા માંડ્યો.

અરેરે જગત કરતા હે ઈશ્વર દીનદયાળ, મુજ ગરીબ અબળા ઉપર સાહ્ય થઈ દયા કર, નહીંતો આ દુઃખ દરીયામાથી કાહાડી તાહારે શરણે લે. માહારાથી હવે આ દુઃખ સહન થતુ નથી. અરેરે મેં પેલા જનમમાં શો અપરાધ કરયો હશે તેનું આ ફળ મળેછે. હવે બહુ થયું અને તાહારા અપાર ડાહાપણે કરેલી લીલાનુ

दुःख माहाराथी सहन थतु नथी, ने शुं माहारे माहारी तृन अवस्था आ प्रमाणेज गाळवी. हे प्रभु केम एटले बधो तांहारो कोप, ने शुं आ कोयलना मधुर स्वर अने पपैयाना पियुकार शब्द, अने खुसबोदार पुष्पो शुं मुज अबळाने अपशुकन थवाज उत्पन्न करेलाछे. हायहाय!!! हुं जे प्रमाणे दुःखी छुं तेज प्रमाणे माहारो प्राणप्रिय दुःखी छेज. ने ते शुं माहाराज वास्ते तेनुं मन चितभ्रम थई गयुं छे. एटलामां प्रिय प्राणलालने आवता जोई एकदम गुस्सामां बाहार आवी बेसे छे. एटले प्राणलाल तथा चुनीलाल बावा पासे आवी दंडवत करी बेसे छे.

बावाजी—आवो साहेबो, आप कयांथी आव्या.

प्राणलाल—आपना दरसनने सारू. पण आप कयांहांथी आव्या छो ते मेहेरबानी करी फरमावशो?

बावाजी—अमारे गाम शुं. ज्यांहां रह्या त्यां गाम.

प्राणलाल—पण तमारे अही आववानुं कांई कारण?

बावाजी—वियोगीने हर्ष करवा अने अज्ञानीने ज्ञानी करवा.

प्राणलाल—तमारा बोलवा उपरथी माहारा सम-

જવામાં આવતું નથી.

બાવાજી—જે માણસ વિયોગથી દુઃખ પામતો હોય તેનું દુઃખ મટાડવાને, ને વિયોગીને હર્ષ કરવાનું.

પ્રાણલાલ—પણ અજ્ઞાનીને જ્ઞાની કરવો તે શું?

બાવાજી—જે માણસ સંસાર સાગરમાં ડુબતો હોય તેને કાહાડવાને બદલે જાદે ડુબાવવાની કોશીસ કરતો હોય તેનું અંતઃકરણ બોધ રૂપી અમૃત પાઈ તેનું હૃદય સાફ કરવું તે.

પ્રાણલાલ—પણ તમે વિયોગીને હર્ષ કેવી રિતે કરવો?

બાવાજી—જે માણસ વિયોગીથી દુઃખ પામતો હોય, તેનું સઘળું બયાન મારા આગલ કેહે-તો ગુરૂના પ્રતાપથી હરસ થાયજ.

પ્રાણલાલ—કેમ મી૦ ચુનીલાલ બાવાજીનું કહેલું બયાન સાંભળ્યું.

ચુનીલાલ—ઠીક છે, પણ બાવાજી પ્રાણલાલને શેની ચીંતા છે તે કોહો તો તમારી વિદ્યા સાચી માનીએ, નહી તો ઢોંગ?

બાવાજી—પ્રાણલાલની ચીંતાનું કારણ કહું તો માનો કે નહી?

ચુનાલાલ—ત્યારે માનીએ.

બાવાજી—(થોડીવાર મનમાં વિચારીને) સાંભળો ચુનીલાલ. પ્રાણલાલને સ્ત્રીવિયોગનું દુઃખ છે.

ચુનીલાલ—બરાબર છે, હવે પ્રાણલાલ તમારી હકીકત કહો.

પ્રાણલાલ—હા કહું છું બાવાજી સાંભળજો.

બાવાજી—સારૂ બોલો.

પ્રાણલાલ—હું આ નગરના નગરશેઠનો પુત્ર છું. એક વખતે માહારા મીત્ર ચુનીલાલ સાથે ચંદનગર ગયો હતો ત્યાંહાંના નગરશેઠ ચંદુલાલની પુત્રી ચંદાકુમારી સાથે લગ્ન થવાના કોલ કરાર થઈ ગયા.

બાવાજી—પછી શું થયું.

પ્રાણલાલ—પછે અમે અમારે પ્રાણનગર આવ્યા. કેટલેએક દીવશે ચંદાકુમારી નદીમાં પડી તણાઈ જવાના સમાચાર સાંભળી મને તેનું વિયોગી દુઃખ બહુ સાંભરે છે.

બાવાજી—ઠીક, પણ તમને મેળાપ કરી આપું તો.

પ્રાણલાલ—તમો જે પ્રમાણે કહો તે કરવાને તૈયાર છું.

બાવાજી--બહુ સારૂ, કાલ સવારમાં બંને ભાઈઓ માહારા મુકામ ઉપર જરૂર આવજો. ગુરૂના પ્રતાપથી સારૂ થશે, ને તમારૂં વિયોગી દુઃખ દુર થશે.

પ્રાણલાલ--બહુ સારૂ કાલે આવીશું કેમ માહારાજ હવે રજા છે.

બાવાજી-હાજી પધારો કાલે વેહેલા આવજો.

(જાય છે)

પ્રાણલાલ તથા ચુનીલાલ ગયા પછી ચંદાકુમારીએ પોતાના પ્રિય પીતાને પત્ર લખી ટપાલ માર્ગે રવાને કરવા શીષ્યને મોકલી મોહોટા હર્ષથી પ્રાતઃકાળ થવાની રાહા જોતી જોતી નિંદ્રા દેવીને સ્વાધીન થઈ.

પ્રાતઃકાળ થયો એટલે પોતાનું ખટકરમ કરી ભોજન કરી લીધું એટલે પ્રાણલાલ તથા ચુનીલાલને આવતા જોઈ મોહોટા હર્ષથી તેઓનો હાથ પકડી પોતાની ઓરડીમાં લઈ જઈને શીષ્યને બાહાર જવાની આજ્ઞા કરી. શીષ્ય બાંહાર ગયા એટલે પ્રાણલાલ ચુનીલાલ તથા ચંદાકુમારીના ભાષણો શરૂ થયા.

બાવાજી--કેમ સાહેબ પ્રાણલાલ, તમો ચંદાકુમારીને ઓળખો છો?

પ્રાણલાલ—નજરે જોએ ઓળખું ખરો.

બાવાજી--ઠીક ત્યારે, પણ તમો તે અબળાને પેહેરવાને આભુષણો મંગાવો એટલે તેને આપની પાસે બોલાવીએ.

પ્રાણલાલ--હાજી મંગાવું છું. (શીપાઈને બાહારથી બોલાવી આભુષણો લેવા ચુનીલાલના ઘર તરફ મોકલે છે)

શીપાઈ--હા સાહેબ, લઈ આવુંછું. (જાય છે.)

પ્રાણલાલ--કેમ મીસ્તર ચુનીલાલ, મને આ બાવો ચંદાકુમારી મેળવી આપે એવો બીલકુલ વીશ્વાસ પડતો નથી. તમને કેમ લાગે છે.

ચુનીલાલ--હવે જોઈએ છીએ જે હશે તે સર્વ પાછળ માહારાજનું જણાઈ આવશે.

પ્રાણલાલ--(શીપાઈને આવતો જોઈને) કેમ લાવ્યા.

શીપાઈ--હાજી લાવ્યો. (આપે છે.)

પ્રાણલાલ--(બાવાજીને બોલાવીને) લ્યો માહારાજ આ આભુષણો.

બાવાજી—લાવો સાહેબ.

ચંદાકુમારીએ આભુષણની ગાંસડી હાથમાં લઈ

છોડી જુવે છે કે પોતાની પ્રિય સખી તારાગવરીના આભુષણો જોઈ એકદમ રડી પડે છે.

પ્રાણલાલ—<br>
ચુનીલાલ— } ઉપરનો બનાવ જોઈ ઘણું આશ્ચર્ય લાગ્યું ને કહે છે કે માહારાજ તમો આભુષણો જોઈ હર્ષને બદલે આ તમારી તેજસ્વી આંખોમાંથી આંસુની ધારા કેમ ચાલી.

બાવાજી—અરે માહારા પ્યારાસાહેબ હું કોણછું ને ક-ક્યાંથી આવી, બાવાનો વેષ કેમ લેવો પડ-યો અને મારી શી અવસ્થાછે તે આપ સા-હેબ જાણતા છો એટલે તેનું બયાન કરી હું આપના કોમળ હૃદયને તસદી આપવી બીલ-કુલ માગતી નથી. અરેરે! મારા પ્રિયસાહે-બ હું કોણછું તે આપને જ્યાં સુધી કહ્યું ન-થી ત્યાં સુધી બંનેનો સંકટ રૂપી શોક દુર થવાનો નથી માટે હે માહારા પ્યારા સાહેબ તમારી વિયોગી અર્ધાંગના "ચં-દાકુમારી" તે હુંજ ને આ માહારી પ્રિ-ય સખી તારાગવરીના આભુષણો તથા આપનું મુખારવિંદ જોઈ માહારાં રૂવેરૂવાં

પ્રાણલાલ— } હેં!!! તમે ચંદાકુમારી.
ચુનીલાલ— }

ચંદાકુમારી—હા સાહેબ હુંજ ચંદાકુમારી. (એમ કહી સર્વ ભેટી પડી હર્ષના આંસુનો વરસાદ વરસી રહ્યો. આ વખત પ્રાણલાલ ચુનીલાલ અને ચંદાકુમારીને કેટલો હર્ષ થયો હશે તે વાંચનારા સાહેબોએ વિચાર કરવો. પ્રાણલાલને ચંદાકુમારીનું વિયોગી દુઃખ હતું, ને તે દુઃખથી રીબાતો હતો તે આ વખત ચંદાકુમારીના મેળાપથી પોતાના હૃદયમાં હર્ષના ઉભરા આવવા લાગ્યા. અને ચંદાકુમારી પણ વિયોગી દુઃખથી નિવારણ થઈ એટલે હર્ષના આંસુ પડવા માંડ્યા.

ચંદાકુમારીએ પોતાનો બાવાનો વેષ કાહાડી નાખવા પાસેના ગામમાં પ્રાણલાલ અને ચુનીલાલને તેડી ગયા એટલે બાવાનો વેષ કાહાડી નાખી સ્ત્રી વેષ ધારણ કરી પ્રાણનગરમાં આવ્યા.)

ચંદાકુમારી સજીવન થયાના સમાચાર પ્રાણનગર-

માં થયા એટલે નજોઈસા, ગડબડમા, નાગાસા અને લાલચુરામ જોશીને મોહોટી ચીંતા થવા માંડી ને માંહો માંહ વાતો કરવા લાગ્યા કે ચંદાકુમારી નદીમા તણાઈ ગઈ હતી તો વેહેલું મોડું પણ આપડી છોડીયોનો વીવા પ્રાણલાલ વેહેરે થાત પણ હવે પ્રાણલાલ આપડે અહીયાં કદી કરવાનો નથી એટલે ધારેલ ઠેકાણે ઝટ ઝટ સંબંધ કરવાનો નિશ્ચય કરી કોલ કરાર કરી લીધા, ને લગનનો અમુક દીવસ ઠરાવી લગન કરી દીધા.

(સ્થળ ચંદનગરમાં ચંદુલાલની હવેલી.)

પોસ્ટનો શીપાઈ--ચંદુલાલભાઈ ઓ ચંદુલાલભાઈ.

ચંદુલાલ--કેમ મીયાસાહેબ. કાગળ છે કે?

પોસ્ટનો શીપાઈ--હાજી, લ્યો સાહેબ. (આપેછે.)

(ચંદુલાલ કાગળ ફોડી વાંચેછે.)

માહારા પ્રાણપ્રિય પિતા ચંદુલાલ.

માહારા પ્યારા પિતા હું નદીમાં પડી તણાઈ ગઈ હતી, પણ આપના પુન્ય પ્રતાપથી મોહોટા સંકટોમાંથી બચી, જંગલે જંગલ રખડતી પ્રાણનગરમાં આવી હુડકેશ્વર માહાદેવમા બાવાને વેષે રહેલી છું.

અરે માહારા પ્રિય પિતા માહારૂં નદીમાં પડવું સાંભળી તમારૂં તથા માહારી પ્રિય માતાજીનું મુખારવિંદ

કેવું થયું હશે, તે ઉપર હું જ્યારે વિચાર કરૂછું ત્યારે રૂવે રૂવા ઉભા થઈ માહારા તનની અંદર સકત ઘા વાગેછે.

અરે પિતા હું નદીમાંથી કેવી રીતે નીકળી તથા માહારા ઉપર શાશા સંકટ પડેલા છે, ને હું પ્રાણનગરમાં કેવી રીતે આવી તે પત્રમાં વીગતવાર લખી દુઃખી કરવાને માગતી નથી, પણ ફકત તમારી પ્યારી પુત્રી સજીવન છે ને પ્રાણનગરના માહાદેવમાં મુકામ કરેલો છે એટલું જાણવા સારૂ લખ્યો છે માટે માહારા હે પ્રિય માત પિતા તમારી વિયોગી પુત્રીને તમારા વિયોગથી જે દુઃખી છે તેને નિવારણ કરવા સારૂ તાકીદથી આવશો, ને પ્રિય તારાગવરીને જરૂર લેતા આવશો. એજ.

ફાગણ સુદ ૨

લી૦ આપની વિયોગી પુત્રી.

ચંદાના દંડવત કબુલ કરવા.

ચંદુલાલે પોતાની પ્રિય પુત્રીનો પત્ર આવેલો ત્રણ ચાર વાંચી એકદમ જોસમાં પોતાની પ્રિય ચંદ્રાવળીને બોલાવી ચંદાકુમારીનો આવેલો પત્ર આપી વાંચી રહ્યા પછી બંનેની આંખ્યોમાંથી હર્ષના આંસુનો વરસાદ વરસવા માંડ્યો.

થોડી વારમાં ચંદાકુમારી પ્રાણનગરમાં સજીવન છે,

તેવા સમાચાર સાંભળી ચંદનગરમાં મોહોટી આનંદની ભર-ભડાટ થઈ રહ્યો. અને ઘેર ઘેર નાહાના પ્રકારના રંગ બેરંગી વસ્ત્ર ચીતરી તોરણો બાંધી દીધા. અને ઠેકાણે હાથી આખા નગરમાં ફેરવાવી મોહોટો ઓછવ થઈ રહ્યો હતો. સ્ત્રી પુરૂષો ચંદાકુમારી સજીવન થઈ સાંભળી નાહાના પ્રકારના આભુષણો પેહેરી પોત પોતાના કામમાં લાગી ગઈ હતી, ને બજાર, દરબાર, અને ચકલા જે વખત ચંદાકુમારી ગુજરી ગયાના સમાચાર સાંભળી પોતે સુનકારપા લઈ બેઠા હતા તે આ વખત પોતાની ભરજુવાનીમાં સ્ત્રી પુરૂષોને ગરકાવ કરવામાં મશગુલ થઈ રહ્યા હતા, તેમજ સર્વે વિયોગી મનુષ્ય માત્રને આનંદ આનંદ થઈ રહ્યો હતો.

રાજા, ચંદુલાલ, ચંદ્રાવળી અને તારાળવરી, ચંદાકુમારીને તેડવા સારૂ પ્રાણનગર જવા નીકળ્યા એટલે ઘોડા ઉપરના નીશાનો ફરકવા લાગ્યા. વાજીંત્રો તરેહવાર રાગથી વાગવા લાગ્યા. નોબતો ગડગડવા લાગી, અને બંધુકના બાહાર એક પછી એક ઉપરા છાપરી થવાથી આખા નગરમાંથી સ્ત્રીઓ તરેહવાર આભુષણો પેહેરી બગલમાં છોકરાં તેડી હાથમાં પુષ્પ લઈ રાજા તથા કારભારીને વધાવતી હતી. લુચ્ચા અને લફંગા મ-

નુષ્ય, સ્ત્રીયો ઉપર ધકા ખકી નહી કરવા સારૂ રાજાએ ચોકીઓ મુકી દીધી હતી, એટલે પોતાના ધારેલા વીચાર પ્રમાણે નહી થવાથી નીરાશ થઈ પોતાને ઘેર જતા નજર આવતા હતા. કેટલેક દીવસે પ્રાણનગરની બાહાર ધર્મશાળામા આવી મુકામ કરયો.

ચંદાકુમારી, પ્રાણલાલ, ચુનીલાલ અને હીરાલાલને, ચંદુલાલની આવવાની ખબર સાંભળી એકદમ ઉઠી પ્રાણનગર બાહાર ધર્મશાળામાં જવા નીકળ્યાં તે વખત સંધ્યાકાળનો સંમય થયો હતો. સુર્યનારાયણ પોતાની બીજી દુનિયાપર જવાની તૈયારી જાણી ચંદ્ર પોતાની રૂપેરી સેતરંજી પાથરવાને તલપી રહ્યો હતો. ચકલા ચકલીઓ આખા દીવશની થાકેલી આરામની આશાએ પોતાના માળા તરફ ઉડા ઉડ કરી રહ્યાં હતાં. કાગડાઓ એક પછી એક કઉ કઉ કરતા જતા માલમ પડતા હતા સમળિયો પોતાના સીકારની શોધને સારૂ આકાશ માર્ગે ઉડતી હતી તે આરામની આશાએ ઝડપથી ઉતરતી માલમ પડતી હતી. ગીધ પક્ષી મુવેલા જનાવર ઉપર તલપીઆ કરતુ તે આ વખત ઝાડની ડાળે ઘણું ઝોકા મારતુ હતું, નદી તથા તળાવના કીનારા ઉપરના ઝાડમાં બગલા મોહોલે ઝીલઝીલાટ કરી રહ્યા હતા. ચા-

ખડીઓ પોતાનો તીક્ષ્ણ શબ્દ કાહાડી અજ્ઞાની મનુષ્ય
ને ભય ઉત્પન્ન કરાવતી હતી. નીચાળીઆ પોતાના ઘર
તરફ તોફાન કરતા તથા મારા માર કરતા નાસા નાસ
કરી રહ્યા હતા. દેવાલયોમાં શંખનાદ થઈ રહ્યા હતા. દુ-
કાનદારો પોતાની દુકાને ઘરાક આવતા જોઈ ખુશ થતા
હતા. આવે સમએ ચંદુલાલ પોતાની પ્યારી પુત્રીની
શોધમાં દરવાજા આગળ ઉભા હતા એટલે ચંદાકુમારી
ને આવતી જોઈ મોહોટા હર્ષથી ભેટી પડ્યા અને બં
નેની આખ્યોમાંથી આંસુની ધારા ચાલી, ચંદાકુમારી જે-
વી તેની માતા તથા પ્રિય તારાગવરી પાસે ગઈ એટલે
ચંદ્રાવળી તથા તારાગવરીની છાતી સતબંધ થઈ ગઈ,
અને બે ઘડી સુધી બીલકુલ બોલાયું પણ નહી. આ
વખત ચંદાકુમારીને, તેના માત પિતા પ્રિય બહેનીના
વિયોગથી આમણ સામણ જે હર્ષ થયો તેનું બ્યાન
કરવાને કોઈ કવી શક્તિ માન નથી.

ચંદુલાલે પોતાના પ્રિય મીત્ર હીરાલાલને બોલાવી
ચંદાકુમારીના લગ્ન પ્રાણલાલ સાથે કરવાનું નકી કરી
પ્રાણલાલને બોલાવવા મોકલ્યું. થોડીવારમાં પ્રાણ-
લાલ આવ્યા એટલે લગ્નનો નકી દીવસ ઠરાવી સામસા-
મી લગ્નની તૈયારી કરી.

પ્રાણલાલના પ્રિય પિતા પ્રેમાનંદ ભણેલી કન્યા સાથે સંબંધ કરવાથી શાશા ફાયદા છે તે સઘળું સમજતા હતા પણ પોતાની અભણ પ્રિયા (પ્રાણલાલની માતા) આગળ પ્રેમાનંદનું કાંઈ પણ નોહોતું ચાલતું. પ્રાણલાલનું લગ્ન ચંદાકુમારી સાથે કરવાને પ્રેમાનંદ ઘણા ખુશી હતા પણ પુરણા બીલકુલ ખુશી નહી હતી, એટલે પ્રાણલાલે પોતાની માની વાત કાંઈ પણ નહી સાંભળતાં ચંદાકુમારી શાથે લગ્ન કરવાનું નિશ્ચે કર્યું. લગ્નનો દીવસ નજીક આવ્યો. જાણી પ્રાણલાલ તથા ચંદાકુમારીને એટલો તો હર્ષ થતો હતો કે તેનું બયાન કરવાને કોઈ શક્તિમાન નથી.

ચંદુલાલે પોતાની પ્રિય પુત્રીનું લગ્ન પ્રાણલાલ સાથે મોહોટા હર્ષથી પ્રાણનગરમાં ફાગણ વદ ૧૦ ને દીવસે લગ્ન કર્યું એટલે સર્વ નગરમાં જયજયકાર થઈ રહ્યો અને આનંદનો પોકાર ઉપરા ઉપરી થઈ રહ્યો. આ સર્વ બનાવ થઈ રહ્યા પછી ચંદુલાલ પોતાના નગર તરફ ગયા એટલે પ્રાણલાલ અને ચંદાકુમારી તથા ચુનીલાલ અને તારાગવરી એક બીજા સાથે વિદ્યાની ચડસા ચડસી કરી રહી આનંદમાં દીવસ ગુજારવા માંડ્યા.

ચંદાકુમારી અને પ્રાણલાલના લગ્ન થયાં અને

બેની વચમા પવિત્ર ગાંઠ બંધાઈ ગઈ. સાચા પ્રેમના ઉભરાથી, ખરી પવિત્ર પ્રિતીથી, ઘણાં કષ્ટ અને સંકટ વેઠી સાચા પ્રેમની કસોટી તથા પરિક્ષા થયા પછી રતી અને કામને ઇર્ષા આવે એવા બેઉની વચમાં લગ્નની પવિત્ર અને પ્રેમની ગાંઠ બંધાયા પછી, અને પરસ્પર સ્ત્રી ભરથારના ધર્મ સમજી પેલાની અર્ધાંગના પેલી અ-ને પેલીનો અર્ધાંગ પેલો બન્યા પછી ચંદ્રકુમારી અને પ્રાણલાલ કેવી રીતે રહ્યાં હશે, તે વાંચનારા સાહેબોને તે વિશેનો ખ્યાલ કરવા હું ભળામણ કરી ચંદ્રકુમા-રીની વાત પુરણ કરવા રજા માગુ છું.

સમાપ્ત.

# સુદ્ધિ પત્રક.

જે ઠેકાણે દેવાલય આવ્યા હોય ત્યાં દેવાલય વાંચવા. માધેવને ઠેકાણે માદેવ વાંચવા. સંધ્યાકાળને ઠેકાણે સંધ્યાકાળ વાંચવા. પુસ્તકાલયને ઠેકાણે પુસ્તકાલય વાંચવા. ઓપડીને ઠેકાણે ઓરડી વાંચવી.

| પાનું. | ઓળ. | અસુધ. | સુધ |
|---|---|---|---|
| ૨ | ૯ | પમેશ્વર. | પરમેશ્વર. |
| ૩ | ૧૭ | તંકશાળો. | ટંકશાળો. |
| ૩ | ૧૯ | હાથી ડાંત. | હાથી દાંત. |
| ૪ | ૩ | સુધીદાર. | સુગંધીદાર. |
| ૪ | ૧૬ | વૃક્ષ્સ્થા. | વૃક્ષસ્થા. |
| ૭ | ૯ | દાંહાડમટીઓ. | દાંહાડમડીઓ. |
| ૭ | ૯ | ઓબરા. | ઓધરા. |
| ૭ | ૧૪ | તળાવ. | તળાવની. |
| ૮ | ૧૭ | નાખતી. | નાખતો. |
| ૮ | ૧૭ | રહી હતી. | રહ્યો હતો. |
| ૮ | ૨૦ | સોભતિ. | શોભિત. |
| ૯ | ૧૧ | કેબાઓક. | કેટલાક. |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | ૪ | મંદીરા. | મદીરા. |
| ૧૩ | ૧૨ | વૃક. | વૃધ્ધ. |
| ૧૪ | ૧૧ | સતાન. | સંતાન. |
| ૨૨ | ૧ | ભડું. | ગંડું. |
| ૨૫ | ૫ | વધુ. | વડું. |
| ૩૦ | ૮ | કોઈતનેઆ. | કોઈઆ તને. |
| ૩૮ | ૧૪ | વતની. | વાતની. |
| ૩૯ | ૧૩ | ત્પારે. | તારે. |
| ૪૮ | ૪ | તેમા. | તેમ. |
| ૪૮ | ૫ | વધું. | વડું. |
| ૪૮ | ૧૬ | તે. | ને. |
| ૫૬ | ૧૩ | પુસ્તકખાતામાં. | પુસ્તકખાનામાં |
| ૫૭ | ૧૭ | ફરવ. | ફુવં. |
| ૭૧ | ૨૦ | વદ ૧૦. | વદ ૧૪. |
| ૭૬ | ૨ | રાત. | કરતા. |
| ૮૧ | ૧ | | મે. |
| ૮૮ | ૧૫ | હું કરૂં. | હું શું કરૂં. |
| ૯૨ | ૭ | ખીણ. | ક્ષીણ. |
| ૧૩૪ | ૫ | પચાસ. | ચાલીસ. |
| ૧૪૪ | ૬ | ગુખાબજળ. | ગુલાબ જળ. |

# જાહેર ખબર.

આપવામા આવે છે કે આ ગ્રંથ જેઓ સાહેબને રાખવાની ખુશી હોય તેને નીચે લખેલે ઠેકાણેથી મળશે. જોઇએ તેણે રોકડી કીમતથી મંગાવી લેવી.

ખંભાતમાં ખંભાતના પોષ્ટમાસ્તર મુળચંદ દલપતરામ પાસેથી.

મહુધામાં મોહનલાલ દલપતરામ પોષ્ટમાસ્તર પાસેથી.

ધોળકામાં જેઠાલાલ ભીખાભાઇ વનદાસ પાસેથી.

ધંધુકામાં કેશવલાલ ગીરધરલાલ પાસેથી.

અમદાવાદમાં અમદાવાદ સમાચાર હાફીસમાંથી અને ગ્રંથ કર્તાને ઘેર અમદાવાદ માડવીની પોળમા વીંછીની પોળમાથી મળશે.

દેશાવરવાળાએ ટપાલ ખરચના આના ચાર વધારે મોકલવા. દસથી જાદે નકલો રાખનારને દશાસ ફી આપવામા આવશે.

લી० કેશવલાલ દલપતરામ.